# લતા અને લલિતા.

## ભાગ ૪ થો.

[ સચિત્ર સાંસારિક નવલકથા ]

લેખક

ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી.

પ્રસિદ્ધ કરનાર

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

[illegible] દરવાજા–અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ ઈ. સ. ૧૯૧૬. વિ. સં. ૧૯૭૨.

શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસમાં ડાહ્યાભાઈ શકરાભાઈ
ગાંધીએ છાપ્યું. ખાડીઆ–અમદાવાદ.



મૂલ્ય ૧૨ આના.

# ચુનીલાલ વર્ધમાન શાહકૃત પુસ્તકો.

| પુસ્તક | | | કિંમત |
|---|---|---|---|
| વસઇનો ઘેરો (ઐતિહાસિક નવલકથા) | ... | ... | રૂા. ૧ા |
| ગુજરાતની ગર્જના | ,, | ... | રૂા. ૧ા |
| પાટણની પડતીનો પ્રારંભ | ,, | ... | રૂા. ૧ા |
| સોમનાથનું શિવલિંગ | ,, | ... | રૂા. ૧ા |
| સિંધ ઉપર સ્વારી | ,, | ... | રૂા. ૧ા |
| ધારાનગરીનો મુંજ | ,, | ... | રૂા. ૧ા |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ,, | ... | રૂા. ૧ા |
| કાશ્મીર અને કેસરી | ,, | ... | રૂા. ૧ |
| પ્રમોદા યાને દિલેર દિલારામ | ,, | ... | રૂા. ૦ાા |
| વિમળા (સામાજિક નવલકથા) | | ... | રૂા. ૧ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ,, | ... | રૂા. ૧ાા |
| પિશાચ-મંદિર-ભાગ ૧-૨ | ,, | (દરેકના) | રૂા. ૨ |
| સુધરેલી સંગીતા... | ,, | ... | રૂા. ૧ા |
| લતા અને લલિતા-ભા. ૧-૨-૩-૪ | ,, | (દરેકનો) | રૂા. ૦ાા |
| વિદ્યાસાગર-ભાગ ૧ તથા ૨ | ,, | ... | રૂા. ૦ાા |
| બાદશાહ બારેબાદર | ,, | ... | રૂા. ૦)॥ |
| ચાંપરાજ હાડો અને સોનરાણી (નાટક) | | ... | રૂા. ૦ાા |
| બંગજાગૃતિ (નાટક) | ... | ... | રૂા. ૦ા= |
| કાન્તા (નાટક)... | ... | ... | રૂા. ૦)= |
| કામરૂ દેશની કામિની (ડીટેક્ટીવ વાર્તા) | ... | ... | રૂા. ૧ |
| ભક્તામર-મંત્ર-માહાત્મ્ય (જૈન સ્તોત્ર) | ... | ... | રૂા. ૧ |
| નવ-દંપતીને શિખામણ (આરોગ્યનો ગ્રંથ) | | ... | રૂા. ૧ા |
| કર્ત્તવ્ય કૌમુદી (નીતિબોધક) | ... | ... | રૂા. ૦ાા |
| ભૂતળ વિદ્યા (શાળોપયોગી) | ... | ... | રૂા. ૦)≡ |
| સુબોધક કથાપંચક (નીતિબોધક)... | ... | ... | રૂા. ૦ા- |

**ચુનીલાલ વ. શાહ-સારંગપુર-અમદાવાદ.**

# પ્રસ્તાવના.

'લતા અને લલિતા'નો ચોથો ભાગ આજે વાચકના કરકમળમાં મેલતાં હર્ષ થાય છે. તે વાંચવાની વાચકોની ઉત્સુકતાનું માપ પુનઃ પુનઃ પૂછવામાં આવતા વિધવિધ પ્રશ્નો ઉપરથી હું કરી શકયો છું અને તે ઉપરથી આ નવલકથા સત્વર પૂરી કરી નાંખીને પ્રસિદ્ધ કરી દેવામાં આવે એવી મારી જિજ્ઞાસા છે. આ કથાની જે વસ્તુ-સંકલના અગાઉથી નિશ્ચિત કરી રાખવામાં આવી છે તે હવે પછી માત્ર એક જ વિભાગમાં સંપૂર્ણ થઇ જતી હોવાથી વાચકને તેના લાંબા સમયની ધીરજને અંતે એટલું આશ્વાસન આપી શકાશે કે આ કથાની પૂર્ણાહુતિને માટે હવે તેને લાંબા વખત સુધી રાહ જોવી પડશે નહિ.

આ વિભાગમાં મૂકવામાં આવેલાં ચિત્રો 'લતા અને લલિતા'ના ત્રણે વિભાગો કરતાં એક રીતે જૂદાં પડે છે. એ ચિત્રો એક ગુજરાતી ચિત્રકારને હસ્તે દોરાવવામાં આવ્યાં છે અને સંતોષ સાથે જણાવવું જોઇએ કે એ ચિત્રો પહેલાંના મરાઠી ચિત્રકારે દોરેલાં ચિત્રો કરતાં વિશેષ આકર્ષણીય છે એટલું જ નહિ પણ નવલકથાના વર્ણન સાથે વિશેષ પ્રમાણમાં મળતાં આવે છે, તેમ જ પહેલાં ચિત્રો તૈયાર કરવા માટે જે અસાધારણ તકલીફ ઉઠાવવી પડતી હતી તે આ ભાગ માટે ઉઠાવવી પડી નથી.

સારંગપુર,
અમદાવાદ.
તા. ૧-૪-૧૯૧૭.

ચુનીલાલ વર્ધમાન શાહ.

# અનુક્રમણિકા.



# લતા અને લલિતા.

## ભાગ ૪ થો.

### પ્રકરણ ૧ લું

"એક મ્યાનમાં બે તલવારો નહિ સમાય!"

જ્યારે વ્યાપે ક્રોધ, સુખ ફેડી દુઃખ આણે,
જ્યારે વ્યાપે ક્રોધ, સગાંને શત્રુ જાણે.

શામળ ભટ્ટ.

"**મ**ને માફ કરો, બાસાહેબ ! હું નિર્દોષ છું." થોડીએક ક્ષણો આશ્ચર્ય અને ગભરાટમાં ગયા પછી રમાના વિકરાળ વદન તરફ દૃષ્ટિ કરી શોભના થરથર કમ્પતી બોલી. તેની આંખોમાંથી એકસરખી અશ્રુધારા વહી જતી હતી.

"તું નિર્દોષ છે ? હજી થોડી વાર પહેલાં જ તને મહારાજ પાસે જવાની મના કરવામાં આવી છે, અને અત્યારે તું ચોરી-

છૂપીથી મારી ગેરહાજરીનો લાભ લેઇને ક્યાં જતી હતી ?” એટલું બોલતાં અત્યંત આવેશમાં આવી જઇને રમાએ શોભનાના આંસુથી ભીંજાએલા ગાલ ઉપર એક તમાચો લગાવી દીધો. શોભનાએ કશો ઉત્તર ન આપ્યો. સૂર્યસિંહ પણ એ કરૂણાજનક દશ્ય જોઇ રહ્યો, પરન્તુ એક શબ્દ પણ બોલવાનું ધૈર્ય અત્યારે તેનામાં નહોતું-બોલવાનો તેને અધિકાર જ નહોતો.

“ બોલ, રાંડની છોકરી ! તું શામાટે અહીં આવી હતી ? નિર્દોષ છું તો ઉત્તર કેમ નથી આપતી ? ” રમા ગુસ્સામાં જ બોલી.

શોભના ડુસકાં ભરતી બોલી: “ બાસાહેબ ! હું મહારાજ પાસે એક વાત પૂછવા જતી હતી. ઇશ્વરના સોગંદ લેઇને કહું છું કે હું તે માટે જ જતી હતી. તે વાતનો ખુલાસો મેળવવાને હું બહુ અકળાઈ ગઇ હતી—અધીરી બની ગઈ હતી અને તેથી આપે કરેલી મના મારાથી ભૂલી જવાઇ ! ”

“ કેવો ઢોંગ માંડ્યો છે ને ? ઓ વીંછણ ! મેં જ તને ઉછેરી તો તું મને ખાવા ધાઈ ? ” એમ બોલતાં રમાએ ક્રોધના આવેગમાં શોભનાને ધક્કો માર્યો. ભય અને ગભરાટથી ચેતનહીન બની ગએલી શોભના ફરસબંધીપરથી લપસી અને તે સાથે જ નીચે પડી ગઇ.

આ કરૂણાજનક દશ્ય સૂર્યસિંહથી હવે વધારે વાર જોઇ શકાયું નહિ. રમાની ક્રૂરતા—અક્ષમ્ય નિર્દયતાને હવે તે સાંખી શક્યો નહિ. તેને શોભનાની વ્હારે ધાવાની હવે અગત્ય જણાઈ અને પલંગપરથી નીચે ઉતરી ધીમે પગલે તે બારણા તરફ ચાલી આવ્યો અને બોલ્યો: “ રમા ! હવે તે બિચારીને છોડી દે, અને તે કઈ વાતનો ખુલાસો પૂછવા મારી પાસે આવી હતી ત તને કહેવા દે ! ”

છેડાએલી સિંહણ જેવી રીતે કોઇનો પણ ભય નહિ રાખતાં છેડનારની સામે થતાં વિચાર કરતી નથી, તેવી રીતે રમા પોતાની

ક્રોધથી રક્ત બનેલી આંખોને સૂર્યસિંહની સામે ફેરવતાં બોલીઃ "મહા-રાજ ! તમે વચ્ચે કશું બોલશો નહિ. હું તો આપની આજ્ઞાંકિત દાસી છું, પરન્તુ જેણે મારી આજ્ઞાનો અનાદર કરી મારા જીવનમાં પથરો નાંખવાનો યત્ન કર્યો છે તેને તો મારે શિક્ષા કરવી જ જોઇએ."

સૂર્યસિંહ આશ્ચર્ય દર્શાવતો બોલ્યોઃ "રમા ! વ્હાલી રમા ! આ તું શું બોલે છે ? તારા જીવનમાં પથરો નાંખનારી એ કોણ બિચારી ?"

રમા પહેલાં કરતાં વધારે ગંભીર બનતી બોલીઃ "મારૂં હિત હું વધારે સમજુ છું. વિશ્વાસમાં ને વિશ્વાસમાં ઘણી વાર જોયું ન જોયું કરી નાંખ્યું છે, પરન્તુ મારી એ ભૂલો ઉપર હવે મને તિરસ્કાર આવે છે. પ્રિયતમ ! શોભનાનો બચાવ કરવાનો અધિકાર આપને તો હવે નથી જ રહ્યો !"

સૂર્યસિંહ મૌન બનીને ઊભો રહ્યો ! રમાના શબ્દોએ તેની વાચા હરી લીધી. પોતે રમાનો વિશ્વાસ સંપૂર્ણ રીતે ખોયો છે એવું તેને તુરત જ સમજાઈ આવ્યું. થોડી વાર પહેલાં તેને સમજાવીને વિશ્વાસ મેળવવાનો જે પ્રયત્ન કર્યો હતો એ અફળ નહિ જાય તેવી સૂર્યસિંહની ધારણા હવે ફસી પડી. શોભનાના આ વર્તનમાં પણ કેવળ નિર્દોષતા હતી એવું સૂર્યસિંહ તુરત સમજી ગયો હતો, પરન્તુ એ નિર્દોષ વર્તને ઉલટો રમાના વ્હેમને વિશેષ દઢીભૂત કર્યો હતો એમ તેણે જોયું. શોભનાને પછાડ વાગવાથી કળ ચડી હતી પરન્તુ તેની માનસિક પીડા આગળ એ શારીરિક પીડાને તુચ્છ ગણી તે સત્વર બેઠી થઇ ગઇ અને જેમ બને તેમ ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ.

રમા ક્રોધથી ભરેલે મગજે દ્વારમાં ને દ્વારમાં જ સ્થિર બની ગઇ. ક્રોધાંધતાથી તેનું મસ્તિક ભમી ગયું હતું. આજે બપોરે જોએલા

દૃશ્ય અને અત્યારના બનાવ વચ્ચેની કલ્પિત સાંકળની કડીઓ તેણે ગોઠવવવા માંડી. " હજી બપોરે જ મેં એ છોકરીને હુકમ કર્યો છે કે તારે રાજાજી પાસે ન જવું, છતાં થોડા જ વખતમાં તે આજ્ઞાનો ભંગ કરવા જેટલી તે અધીરી બની ગઇ અને મારી ગેરહાજરીનો લાભ લેવામાં પ્રવૃત્ત થઈ ગઈ, તો અત્યારસુધી જ્યારે હું તે વિષે કેવળ બેદરકાર હતી ત્યારે તો એ બન્નેએ કેવાં પાપ નહિ કર્યાં હોય ? હાય હાય ! આંધળી રમા! શું તને પોતાને ઝેરી નાગિણી કરડવા આવે છે, છતાં તું અત્યારસુધી તેને રમકડું જ માની રહી?" ક્ષણભર વિચારમાળા અટકી અને પુનઃ તે આગળ ચાલી: " પણ મારા સ્વામી બિચારા ભોળા છે. એ રાંડ પોતાની જાળ પાથરે છે અને તે કશું સમજતા જણાતા નથી, નહિતો રાજા હોવા છતાં બીજી સ્ત્રી નહિ પરણવાની ટેકને વળગી રહેનાર શું એ ખવાસની છોકરીમાં લોભાય ખરા ? હત્ રાંડ ! આટલી નાની વયે શીંગમાંથી સળી ગઇ? બિચારા મારા ભોળા પ્રિયતમને તેં તારી જાળમાં ફસાવીને રાજાની રાણી થવાને લલચાઇ ? ઠીક છે, પણ હજીએ હું વખત સર ચેતી છું. તારી ધારણાને ધુળ ન મેળવું તો હું 'રમા' નહિ !"

છેવટના નિશ્ચયે વિચારમાળાનો મેરૂ આણ્યો. વિચારનિદ્રામાંથી જાગૃત થઇને દાદર ભણીથી તેણે પોતાની નજર અંદર કરી. સૂર્યસિંહ રમાનો મિજાજ હાથમાં નહિ રહેલો જોઇને ગુપચુપ બિછાનામાં પડ્યો હતો તે તરફ તેણે પોતાની આંખો ફેરવી. ક્રોધથી નિવૃત્ત થએલી સિંહણની પેઠે ધીમાં ગંભીર પગલાં ભરતી તે પલંગભણી આવી અને સૂર્યસિંહના સત્કાર વિના જ પલંગની એક બાજુએ બેઠી. કેટલીક વાર સુધી બન્નેમાંથી એકકેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. સૂર્યસિંહ તો કેવળ હતાશ બનીને સૂતો હતો. રમાની સાથે વાતચીત કરવાની ઇચ્છા હવે તેને

થતી નહોતી. જે નિરાશાનો અંધકાર તેના ચિત્તમાં પ્રસર્યો હતો, તે બે પ્રકારનો હતો. એક નિરાશા શોભનાના વિકાસક્રમમાં આવી પડેલા ગંભીર અંતરાયને લીધે ઉદ્ભવી હતી અને બીજી નિરાશા રમા આટલો વખત પોતાના સહવાસમાં રહી, મોટા પ્રયત્ને તેને સંસ્કારી વિચારવાળી બનાવી, પોતાની કવિત્વમય ઉચ્ચ ભાવનાઓમાં ઉડ્ડયન કરતાં તેને ન્યૂનાધિક અંશે શીખવ્યું, છતાં તેના હૃદયના મૂળ સંસ્કારોનું સદંતર પ્રમાર્જન ન જ થયું, એ હતી. રમા અને શોભના જે બન્ને સૂર્યસિંહની કવિતાનાં સૂત્રધારો હતાં તે ઉભયના સંબંધમાં તેના ચિત્તમાં પ્રવર્તેલી નિરાશાને લીધે તેને આ પ્રકારના નીરસ જીવન ઉપર બહુ કંટાળો આવવા લાગ્યો. જે રમા પોતાના વાંચવાના કે સૂવાના ઓરડામાં આવે ત્યારથી તે જાય ત્યાંસુધી તેની સાથે મીઠી વાતો કરવામાંથી સૂર્યસિંહ નવરો પડી શકતો નહોતો, તે રમા આજે પોતાની બાજુમાં જ પોતાના અંગને સ્પર્શતી બેઠી હોવા છતાં તેની સાથે વાતચીત કરવાની પણ સૂર્યસિંહને ઇચ્છા થતી નહોતી! રમા માનિની હતી. અન્ય પ્રસંગે સ્વામી તરફનો આ પ્રકારનો નિરાદર તે સહન કરી શકી ન હોત, પરન્તુ અત્યારે. તે નિરાદરમાં તેને કશી ગંભીરતા જણાઈ નહિ. તેને સૂર્યસિંહ સાથે કેટલીક વાતચીત કરવી હતી અને તેથી તે મુંગી મુંગી પણ બેસી રહી. થોડી વારે સૂર્યસિંહે એક ઉંડા નિઃશ્વાસની સાથે પાસું બદલ્યું, એટલે રમા બોલીઃ "મારે કેટલીક વાતચીત કરવી છે."

"તારે જે કહેવું હોય તે કહે, હું સૂતો સૂતો સાંભળું છું." સૂર્યસિંહે નિરાશાના ભાર નીચે દબાતે હૃદયે એક લુખ્ખો ઉત્તર આપ્યો.

"ત્યારે બેઠા થઈને નહિ સાંભળો?"

"અત્યારે મારી નસોમાં જરા પણ ચૈતન્ય નથી—બેઠા થવાની

પણ આય નથી; કહેવું હોય તો કહે, નહિતો મને બેચાર દહાડા આમ એકાંતમાં જ સૂઇ રહેવા દે. "

" પણ આટલી બધી કાયરતા એકાએક કેમ આવી ગઇ છે ? એ છોકરીનું દુઃખ તમને આટલું બધું સાલે છે, તેનું શું કારણ ? હું સમજું છું કે શોભનાને દુઃખે તમે દુઃખી થયા છો, પરન્તુ મારા અંતરના દુઃખનો તમે વિચાર પણ કરતા નથી. એક હલકા કુળની છોકરી ઉપર તમને પ્રેમ કરતા જોઇને મારા અંતરમાં કેવો ભડકો ઉઠયો હશે તે તો વિચારો ! "

" કદાચ આપણે ત્યાં જન્મ પામેલી પુત્રી શોભના જેવી અને જેવડી હોત અને હું તેના પર પ્રેમ કરતો હોત, તો ? " સૂર્યસિંહે પ્રશ્ન કર્યો.

" હાય, હાય, પણ તમે આવું ઘેલું કેમ બોલો છો તેની મને સમજણ પડતી નથી." રમા કંટાળો અને તિરસ્કાર દર્શાવતી બોલી: " આપણે ત્યાં જન્મ પામેલી પુત્રી અને પરકુળમાં હલકા સંસ્કારોની વચ્ચે જન્મેલી એ છોકરી એ બે શું સરખાં ? જરા તો વિચાર કરો કે એ તુલના જ અસંભવિત છે! પુત્રીપરનો પ્રેમ અને એ શોભના પરનો પ્રેમ એ બન્નેને એક ત્રાજવામાં તોળી શકાય જ નહિ. "

"જગત્ નહિ તોળતું હોય, પણ હું તોળું છું ! રમા ! મારા સહવાસમાં આટલો વખત તું રહી તે છતાં તું મને ઓળખી ન શકી તેથી મને બહુ દુઃખ થાય છે. તારી એક સ્ત્રી તરીકેની દૃષ્ટિ એટલી ઇર્ષ્યાયુક્ત છે કે એક ધર્મપુત્રીપરના પ્રેમમાંથી પણ તું મને ભ્રષ્ટ કરે છે ! "

" નાથ ! ઓ નાથ !" રમા ઉશ્કેરાઇ જતી બોલી: "તમે તો ભોળા છો ! તમારો તેના પરનો પ્રેમ પવિત્ર હશે, પરન્તુ એ દુષ્ટ છોકરીના મગજમાં કેવળ કાળું કાજળ ભર્યું છે ! તેની હરામખોરી,

તેની હિમ્મત, તેની અધીરાઇ તો જુઓ! હજી થોડા વખત પહેલાં મેં તેને અહીં નહિ આવવાનો હુકમ કર્યો છે, પરન્તુ તેને તે ગણકારતી નથી અને હજી હું બહાર જઉં છું એટલામાં તો લપાતી છુપાતી કોઇની જાણમાં પણ આવવા દીધા સિવાય તે તમારી પાસે આવે છે! ગમે તેમ હોય, પણ એ રાંડ તમને ભોળવીને પોતાની જાળમાં ફસાવવાનો યત્ન કરે છે. તમે તેને નિર્દોષ માનો છો, પણ ભૂલો છો, તે જેટલી ભોંયની બહાર છે એટલી જ ભોંયની અંદર છે! બહુ કપટી છે-લુચ્ચી છે-ઢોંગી છે!"

સૂતાં સૂતાં શોભનાની આટલી બધી નિંદા સાંભળી રહેવા કરતાં પોતે અહીંથી ઉઠીને સત્વર ચાલ્યો ગયો હોત તો વધારે સારૂં એમ સૂર્યસિંહને થઈ આવ્યું. તે કશો પણ ઉત્તર નહિ આપતાં મૌન પડયો રહ્યો. રમાની વાગ્ધારા ચાલી: "પણ હું તમને એની જાળમાં ફસાવા દઇશ નહિ. એ લુચ્ચી છોકરી તમારા ભોળપણનો લાભ લે તે હું જોઇ શકીશ નહિ, માટે એનો કશો નિવેડો લાવવો જોઇએ."

સૂર્યસિંહને ઉત્તર આપ્યા વિના ચાલી શકયું નહિ એટલે પૂછ્યું; "કેવો નિવેડો લાવવો છે? તારી સૂચના પ્રમાણે નિવેડો લાવવા હું તૈયાર છું."

"બે ચાર દિવસમાં એનાં લગ્ન કરી નાંખો અને આ મહેલમાંથી એને એને ઘેર જવા દો!"

"બે-ચાર દિવસમાં લગ્ન? રમા! એટલી ઉતાવળ કેમ કરી શકાય? હજી તેની વય નાની છે; સામંતના સ્વભાવમાં હજી મૃદુતા આવી શકી નથી; બન્નેનાં હૃદયો મળ્યાં છે કે નહિ તે હું જાણતો નથી; તો એકાએક બે ચાર દિવસમાં લગ્ન કરી નાંખવાનું સાહસ કેવી રીતે થાય?"

રમાને જરા ક્રોધ ચડ્યો. શોભનાને સત્વર રાજમહાલયમાંથી વિદાય થઇ ગએલી જોવાની ઉત્કટ ઇચ્છા રાખનારી રમાને સ્વામીનો આ પ્રત્યુત્તર દુઃખ અને ક્રોધ ઉપજાવનારો થઇ પડ્યો. તે બોલીઃ " નાની હશે તો એને સાસરે મોટી થશે અને પરણ્યા પછી બન્નેના સ્વભાવ આપોઆપ મળતા થઇ રહેશે. લગ્ન તો તુરતમાં જ કર્યા વિના હવે ચાલવાનું નથી."

" પણ એટલી ઉતાવળ કરવાનું કારણ ? "

" ફરી કારણ પૂછીને મને શાને બાળો છો, મહારાજ ? હું સ્પષ્ટ કહું છું કે એક મ્યાનમાં બે તલ્વારો નહિ સમાય ! "

" શોભના તલ્વાર છે ? હાય ! હજી ત્હારો વ્હેમ એકસરખો પ્રબળ છે. રમા ! હું શું કરૂં ? બેજાર છું-લાચાર છું ! જીવનસખી ! મારૂં જીવન તેં ન પારખ્યું ! હશે, બાહ્ય જગતની ખાતર હું મારા અંતરૂને વેચીશ. તારા વ્હેમને દૂર કરવાને એ નિર્દોષ બાળકીનો ભોગ આપવાનું પાપ હું કરીશ. અધીરી ન થા, રમા ! " સૂર્યસિંહ એટલું બોલતામાં નિરાશાના આવેગથી ઉશ્કેરાઇ ગયો અને બિછાનામાં બેઠો થઇ ગયો ! તેના ચહેરા ઉપર તેજ ચમકતું હતું, પરન્તુ તે તેજ તેની ઉશ્કેરાએલી અવસ્થાનું હતું. ટપટપ બે અશ્રુબિંદુ તેનાં નેત્રામાંથી ખરી પડ્યાં અને તે બોલ્યોઃ"બહારથી કોઇ ચાકરને બોલાવ."

સ્વામીની આ દશા જોઇને રમા મનમાં કાંઇક ગભરાઇ-અકળાઇ, પરન્તુ તેના મનની હાલત પણ એકસરખી ઉગ્ર હોવાથી તેને સૂર્યસિંહના હૃદયની દયા ન જ આવી. તેણે પૂછ્યુંઃ "શું કામ છે ?"

" મારે કાંઇ કામ છે ! "

રમા ઉઠી અને ઓરડાની બહાર જઇ એક ચાકરને ઇશારત કરીને બોલાવ્યો. આગળ રમા અને પાછળ ચાકર એમ બન્ને જણ

ઓરડામાં આવ્યાં. સૂર્યસિંહે ચાકરને કહ્યું: "શાંતિપ્રસાદને અહીં મોકલ અને પછી તું ગોર રેવાશંકરને ઉતાવળે બોલાવી લાવ."

ચાકર ચાલ્યો ગયો અને રમા કાંઇક આશ્ચર્ય પામતી મૌન ઊભી રહી. સૂર્યસિંહ પાછો બિછાનામાં પડ્યો. રમા પાસેના સુખાસનપર બેઠી. રાજાજીને વાતચીતને માટે છેડવાની હિંમત હવે તે ચલાવી શકી નહિ. દશેક મિનિટ વિચારમાં વ્યતીત થઈ ગઇ એટલામાં એક ચાકરડીએ આવીને કહ્યું: "દીવાન સાહેબ આવ્યા છે."

સૂર્યસિંહે બિછાનામાં સ્વસ્થ બનીને બેસતાં ઉત્તર આપ્યો: "અંદર આવવા દે એમને." એક મિનિટમાં દીવાને ઓરડામાં પ્રવેશ કર્યો અને પૂછ્યું: "શું ફરમાન છે, મહારાજ ?"

"બે ચાર દિવસમાં હું શોભનાનું લગ્ન કરી નાંખવા ઇચ્છું છું. તૈયારીઓમાં તો ઉતાવળે પહોંચી શકાશે ને ?"

આજનો કશો પ્રકાર દીવાનના જાણવામાં આવ્યો નહોતો, પરન્તુ રાજાજીની ઉદાસ મુખમુદ્રા અને રમાનો ગંભીર ચહેરો જોઇને તેણે એવું અનુમાન કર્યું હતું કે કાંઇ નવીન પ્રકરણ ઉપસ્થિત થયું છે. તેણે ઉત્તર આપ્યો: "બે ચાર દિવસમાં લગ્ન ? એટલી બધી ઉતાવળ શામાટે ? શોભનાને હજી મોટી થવા દેવી જોઇએ."

"લગ્ન કરવું કે નહિ તે બાબત હું તમારી સલાહ નથી માંગતો. હું માત્ર એટલું પુછું છું કે બે-ચાર દિવસની અંદર તૈયારીમાં પહોંચી શકાશે કે નહિ ?"

રાજાની ઉશ્કેરાએલી હાલત દીવાનના જાણવામાં આવી ગઇ. કાંઇક વિશેષ ગંભીર મામલો જાગ્યો છે એમ તેના સમજવામાં આવી ગયું. તેણે કહ્યું: "હા, તૈયારીઓમાં તો પહોંચી શકાશે, આપની આજ્ઞા થાય એટલી જ વાર."

" ઠીક છે, તમે જરા બેસો; મેં રેવાશંકર ગોરને બોલાવ્યો છે, તેને આવવા દો." સૂર્યસિંહ એટલું બોલી રહ્યો એટલામાં તો ગોર આવ્યાના ખબર ચાકરડીએ આપ્યા અને સૂર્યસિંહની આજ્ઞાથી તેને પણ અંદર દાખલ કરવામાં આવ્યો. ખુદ રાજાજીના ફરમાનથી ગોરને કોઇ જ વાર તેડાં થતાં અને આજે આકસ્મિક તેડું થવાથી ગોર જરા ઉતાવળે આવ્યો હતો. તેણે રાજાજીને નમસ્કાર કરી આશીર્વાદ આપીને એક ખુરશીપર બેઠક લીધી. તુરત જ સૂર્યસિંહે કહ્યું: " રેવાશંકર! શોભનાનું લગ્ન જેમ બને તેમ વ્હેલું કરી નાંખવાનો મારો ઇરાદો છે માટે બે ચાર દિવસમાં આવે એવું મુહૂર્ત શોધી આપો; તેટલા માટે જ તમને બોલાવ્યા છે."

" બાપજી ! હમણાં તો લગ્નનું મુહૂર્ત ક્યાંથી મળે ? કમૂરતાં ચાલે છે; મુહૂર્ત તો અત્યારે કાઢી આપીશ, પણ તે પચીસ દિવસ પછીનું આવશે. બેચાર દિવસનું નહિ આવે. "

સૂર્યસિંહની ભ્રકુટી ચડી; તે ગુસ્સો દર્શાવતો બોલ્યો: " તે નહિ ચાલે; તુરતનું મુહૂર્ત જ મારે જોઇએ છે. કાંઈ દોષના નિવારણ માટે ગ્રહો જપાવવા પડે તોપણ ભલે, પરન્તુ તાત્કાલિક મુહૂર્ત તો જોઇએ જ. "

" મહારાજ ! " ગોર બોલ્યો: " કમૂરતાંમાં લગ્ન જેવી શુભ ક્રિયા કદાપિ થાય જ નહિ, અને ગ્રહ જપાવવાના એમાં હોય જ નહિ."

સૂર્યસિંહ અકળાતો બોલ્યો: " અરે, પણ તેમાં મુહૂર્ત જોવાની જ શી જરૂર છે? દાસીના લગનમાં વળી મુહૂર્ત કેવું ? મશાણીયા લાડુમાં એલચી નાંખવી એ કાંઇ ડહાપણ નથી ! પરમ દિવસે સોમવાર છે તે ઘણો સારો વાર છે, માટે દીવાનજી! તે દિવસે લગ્ન નક્કી થશે. આપણા રાજ્યમાં દાસીના લગનમાં જે પ્રમાણે ખર્ચ કર-

વાનો રીવાજ હોય તે પ્રમાણે ખર્ચની અને બીજી ગોઠવણ કરો. જાઓ મારી આજ્ઞા છે."

સૂર્યસિંહની આ ઉતાવળી આજ્ઞા સાંભળીને ગોર અને દીવાન બન્ને સ્તબ્ધ બની ગયા. રાજ્યની એક માનીતી દાસીનાં લગ્ન ઉતાવળે ખરાબ મુહૂર્તમાં કરી નાંખવા જેટલા ઉતાવળ કરવામાં આવે છે તો કશી ભારે ખટપટ ઉઠી હોવી જોઇએ, એવું તે બન્ને સમજી ગયા. શાન્તિપ્રસાદ તો મૌન બેસી રહ્યો, પરન્તુ અશુભ કાળમાં શુભ કાર્ય કરવાનો રાજાનો નિશ્ચય જાણીને ગોરથી મુંગા બેસી રહેવાયું નહિ. તે બોલ્યોઃ "મહારાજ ! આ કમૂરતાંમાં તો રાંડેલી ઢેયડીનું નાતરૂં પણ થાય નહિ, તેને બદલે આપ કુંવારી કન્યાનું લગ્ન કરવા તૈયાર થયા છો, એ બરાબર નથી; શાસ્ત્રમાં તેનો નિષેધ કર્યો છે એટલું જ નહિ પણ એવા અશુભ મુહૂર્તમાં પરણેલું જોડી સુખી થતું નથી."

સૂર્યસિંહ પોતાની વાણીમાં બળાત્કારે નિર્દયતા આણીને બોલ્યોઃ "તે સુખી થાઓ કે દુઃખી તેની મને કશી પરવા નથી! હું તેને કોઈ પણ રીતે આ રાજમહેલમાંથી વિદાય કરવા માંગું છું અને તેટલા માટે તુરતમાં તેનું લગ્ન કરી નાંખી એક પ્રકારનું ઋણ ભરી દેવા ચાહું છું."

ગોર બોલ્યોઃ "બાપજી! ઋણ ભરી આપવું અર્થાત્ કન્યાદાન દેવું તો તે શુભ મુહૂર્તમાં અતિ ઉલ્લાસપૂર્વક દેવું જોઇએ કે જેથી ઇશ્વરનો પણ એ નવા દંપતીને આશીર્વાદ મળે; પણ કુત્સિત કાળમાં ઉતાવળે અને અવિચારીપણે લગ્નના કાર્યને એક વેઠની પેઠે પતાવી દેવું તે કન્યાદાન આપનારની પ્રતિષ્ઠાને પણ હાનિ કરનારૂં લેખાય."

રમા વચ્ચે બોલી: "જો તુરતમાં શુભ મુહૂર્ત ન આવતું હોય તો તે ક્યારે આવે છે તે કહો; યોગ્ય મુહૂર્તમાં જ લગ્ન કરીશું."

સૂર્યસિંહ મૌન રહ્યો એટલે રાણીના વચનો પ્રતિ રાજાની સંમતિ માનીને ગોરે લગ્નનું મુહૂર્ત શોધવાને ગણિત આલેખ્યું. ત્યારપછીની અક્ષયતૃતીયાનું મુહૂર્ત સૌથી વિશેષ સારૂં જણાયું અને તે તેણે જણાવ્યું. અક્ષયતૃતીયાને હજી ચાળીસ દિવસ બાકી હતા, તે સાંભળીને સૂર્યસિંહ ફરી અકળાયો અને બોલ્યો: "ઓહો! ચાળીસ દિવસ? એટલા બધા દિવસ કેમ જશે? એ મુહૂર્ત જવા દો અને પરમ દિવસનું જ નક્કી કરો."

રમા બોલી: "શુભ મુહૂર્ત ચાળીસ દિવસ પછી આવે છે, એ કાંઇ બહુ દહાડા નથી. અશુભ મુહૂર્તમાં લગ્ન થાય એ તો નહિ સારૂં."

સૂર્યસિંહ મૌન રહ્યો. રમાના ઇશારાથી ગોર અને શાન્તિપ્રસાદ રાજાની આજ્ઞા લેઈ ચાલ્યા ગયા અને પુનઃ એ રાજદંપતી એકલું પડ્યું, પરન્તુ તે જ સમયથી ઉભયની સ્નેહભરી વાતચીતનો અન્ત આવ્યો.

## પ્રકરણ ૨ જું.

### નિશ્ચયને ડગાવનારી અશ્રુધારા.

ગુલામો કાયદાના છો; ભલા એ કાયદો કોનો ?
ગુલામોને કહું હું શું ? હમારા રાહ ન્યારા છે !

કલાપી.

**મ**નુષ્યનું નીતિબળ અને ધૈર્ય કાંઇક વિલક્ષણ જ હોય છે. એક વખતે જે કાર્ય કરવામાં તે પોતાનું નીતિબળ વાપરે છે, તો બીજે

વખતે તે જ કાર્ય નહિ કરવામાં તેને પોતાના એ બળનો ઉપયોગ કરવો પડે છે. પરસ્પર વિરૂદ્ધ દિશાનાં એ કાર્યોમાં જે બળ-જે જુસ્સો અને જે આવેશનો ઉપયોગ થાય તે 'નીતિબળ' કહેવાય કે નહિ એ પ્રશ્ન ઘણો અગત્યનો છે. બુદ્ધિનો પ્રકારાન્તર એ જ એ પ્રશ્નનો જવાબ છે. એક કાર્ય કરવામાં પોતે પોતાનું નીતિબળ વાપરે છે એવું માનનાર મનુષ્ય પુનઃ એ કાર્યનો નિષેધ કરવામાં પોતાનું નીતિબળ વપરાતું હોવાનું માને, ત્યારે જે બુદ્ધિ કે પ્રેરણા એ કાર્યના વિધિનિષેધ તરફ તેને દોરે છે તેને જ જવાબદાર લેખ્યા વિના મનુષ્યને ચાલે તેમ નથી. બુદ્ધિના અવાજ પ્રમાણે ચાલનારા પરન્તુ ચિદ્દવૃત્તિના અવાજને નહિ પારખી શકનારા ઘણા મહાન્ પુરૂષો પણ પોતાનાં કાર્યોમાં પોતાનું નીતિબળ સમજીને ભુલાવામાં પડી 'નીતિબળ'ની જૂઠી વ્યાખ્યા જગતને સમજાવી ગયા છે.

શોભનાના લગ્નનું મુહૂર્ત નક્કી કર્યાને બે દિવસ વીતી ગયા. એ બે દિવસો સૂર્યસિંહે મનની કેવી અવસ્થામાં ગાળ્યા હતા તે સમજાવવાને આ લેખિની અસમર્થ છે. જેનું જીવન કેવળ માનસિક જ છે તેના પ્રત્યેક ક્ષણના માનસિક વ્યાપારોનું પ્રતિબિંબ પાડવાને મહાન્ કવિઓ પણ કદાચ અસમર્થ નીવડે. સૂર્યસિંહની મનોદશા બહુ જ ગંભીર થઈ પડી હતી. તે બે દિવસ તે પોતાના વાંચવાના ઓરડામાંથી બિલકુલ બહાર નીકળ્યો નહોતો. દીવાનની મુલાકાત તે ત્યાં જ લેતો અને રાજ્યકાર્ય થોડીએક ક્ષણોમાં પતાવી દેતો. જમવાને માટે પણ તે ત્યાં જ થાળી મંગાવતો અને રૂચિ-અરૂચિની દરકાર વિના તે થોડું ખાઇ લેતો. સૂવાને માટે શય્યાભવનમાં જતાં હવે તેને ત્રાસ થતો હતો અને તેથી વાંચવાના ઓરડામાં જ એક 'સોફા' ઉપર તે આખી રાત્રિ ગાળી નાંખતો. તે બે દિવસ રમા તેનું મ્હોં જોવા પામી નહોતી. એકાદ બે વાર રમાએ " માતુઃશ્રી બો-

લાવે છે " એવો રાજમાતાના નામનો સંદેશો કહેવરાવવાની હિંમત કરી હતી, પરન્તુ સૂર્યસિંહે તે સાંભળ્યો નહોતો. ત્યાં આવીને મળી જવાની ધારણા જો રમાએ રાખી હોત તો તે તેમ કરી શકત, પરન્તુ માનિની રમાના સ્વભાવને એ વર્તન અનુકૂળ આવે તેમ ન હતું. ત્રીજે દિવસે પ્રભાતમાં ટપાલમાં સૂર્યસિંહના ખાનગી કાગળોમાં એક ગંદું પરબીડીઉં તેની સામે આવીને પડયું. સૂર્યસિંહ શોભનાના અક્ષરોને એક ક્ષણમાં ઓળખી કાઢ્યા અને પહેલવહેલો તે જ પત્ર ફોડીને વાંચ્યો :

" કૃપાળુ મહારાજા !

" હા, આપ મારા પ્રત્યે કૃપાળુ જ છો કારણકે આ પત્ર લખવાની શક્તિ મારામાં આવી તે આપની જ કૃપાનું ફળ છે : એ શક્તિ જો મારામાં ન હોત, તો આજે મારૂં હૃદય ખુલ્લું કરવાને હું અસમર્થ રહેત. પ્રભુએ પોતાનાં દુઃખો રડવાને મનુષ્યને જે વાણી આપી છે ત તો મારી પાસેથી હરી લેવામાં આવી છે, એટલે આ જડ પત્ર વિના મારી પાસે બીજું કશું સાધન રહ્યું નથી.

" મહારાજ ! આપે મારા સુખને અર્થે જે પ્રયત્નો કર્યા છે તે જ પ્રયત્નો મને દુઃખરૂપ નીવડયા છે ! આ જગત્માં અજ્ઞાન જેવું મહાસુખ એક પણ નથી એવું હવ મને સમજાય છે. જ્ઞાનને લીધે જ મને દુઃખની લાગણી ઘણી તીવ્ર થાય છે; મારૂં શારીરિક જીવન માનસિક જીવનને જ આધારે છે : તે મનસનો વિકાસ, મહારાજ ! આપે ન કર્યો હોત તો ઘણું સારૂં થાત. બીજી ચાકરડીઓના જેવી હું પણ અજ્ઞાન, અભણ અને માનસિક તરલતા વિનાની એક સાધારણ ચાકરડી રહી હોત તો કેવું સારૂં ? પ્રભુ ! મને જ્ઞાન આપવા માટે હું આપના ગુણ ગાઉં કે અવગુણ ગાઉં તે મને સૂજતું નથી.

" મારૂં મનોદુઃખ આપની પાસે રડવાને મેં કરેલા સર્વ પ્રયત્નો વ્યર્થ ગયા છે. જે અગત્યના પ્રશ્નનો ખુલાસો પૂછવાને હું

આપને મળવા માંગતી હતી, તે પ્રશ્ન પણ આપને પૂછી શકાયો નથી. એ પ્રશ્નનો ખુલાસો આ બે દિવસમાં થઇ ગયો છે કે મારૂં લગ્ન થોડા દિવસમાં સામતસિંહ વેરે થનાર છે એવી જે વાત મેં સાંભળી હતી તે ખરી છે. જેને મેં સ્વપ્નું માન્યું હતું તે ખરૂં નીવડયું છે. કદાચ મારા વાંકની શિક્ષા જ મને એ રીતે કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હશે; પરન્તુ મહારાજ ! હું આપને એક જ અને છેલ્લી વિનતિ કરવા ઇચ્છું છું, પણ તે હું આ પત્રમાં લખી શકતી નથી, કારણકે દુઃખ રડવાને જે વાણી જોઇએ તે વાણી જેટલી મારા હૃદયમાં છે તેટલી મારી લેખિનીમાં નથી અને વળી લાંબો પત્ર લખવાને જે સગવડ જોઇએ તે પણ મારી પાસે નથી–મને આપવામાં આવી નથી. ઘણી ચોરી છૂપીથી–પ્રત્યેક ક્ષણે ભયની આશંકાએ આ પત્ર લખવાની અને તે આપને પહોંચતા કરવાની સગવડ હું કરી શકી છું. મહારાજ ! આપે મારા પર બહુ ઉપકારો કર્યા છે અને જો એક વિશેષ ઉપકાર આપ કરી શકો તેમ હો, તો મારૂં હૃદય ખુલ્લું કરવા માટે મને આપની સમક્ષ ઉભી રહેવા માટે માત્ર એક કલાકનો સમય આપો ! એક રાજા જે કાંઇ કરવાને ઇચ્છે તે કરવાનેઃતે સમર્થ કહેવાય છે પરન્તુ આપ કેવા વિલક્ષણ સંયોગોમાં મેલાયા છો તે હું સમજું છું, અને તેથી એટલો વખત છેલ્લી વારને માટે પણ મારા સારૂ મેળવવાનું આપનાથી બનશે કે કેમ તે માટે આ અભાગિની બાળા શંકાશીલ છે. પ્રભુની કૃપા હશે તો તે મળશે, અને નહિતો આ જગત્‌માં જન્મ પામેલું પુષ્પ વિંધાઇને કોઇ પણ માળીના સૂત્રતંતુમાં પરોવાઇ અદૃશ્ય ભાવીએ નિશ્ચિત કરેલા નિર્માણને અધીન થવાને કિંવા આપોઆપ અપક્વ અવસ્થામાં ખરી પડી ધૂળની સાથ ધૂળ બની ભળી જવાને નિર્માએલું તો છે જ !

"લી.

અભાગની શોભના."

પત્ર વાંચતાં **સૂર્યસિંહ**ના હૃદયમાં ઉંડો ચીરો પડ્યો. જે સવાલનો ખુલાસો પૂછવાને તે દિવસે **શોભના** પોતાની પાસે આવતી હતી તે સવાલ હવે તેના ધ્યાનમાં આવ્યો. **સામંત** સાથે પોતાનું લગ્ન થનાર છે એવું જાણતાં જ **શોભના**ને ત્રાસ થયો હોવો જોઇએ એવું તેના સમજવામાં આવી ગયું. ગૃહકલહના ભયથી પોતે **શોભના**ને કેટલો અન્યાય આપવા તૈયાર થયો છે તે હવે તેને સમજાયું. તેના અંતરને બહુ દુઃખ થયું. હૃદયનું આ દુઃખ સહન કરવા કરતાં આસમાનમાંથી હજારો બરછીઓ છુટી આવીને પોતાના શરીરમાં ભોંકાઇ હોત તો વધારે સારૂં હતું તેવી તીવ્ર લાગણી તેને થઇ. મગજ બહુ ચંચળ થઇ ગયું અને વિચારો મગજમાં દ્રુતગતિથી વહન કરવા લાગ્યા : " **શોભના** ! **શોભના** ! તું ખરૂં કહે છે કે હું સઘળું કરવાને સમર્થ હોવા છતાં અત્યારે કેવળ શક્તિહીન–બાયલો બની ગયો છું ! ઇશ્વરની નીતિનો નહિ પણ લોકોની નીતિનો દાસ હું બની ગયો છું, અને એવી સ્થિતિમાં મ્હોં બતાવતાં મને બહુ શરમ આવે છે ! ઓ પ્રભુ ! હું શું કરૂં ? **શોભના**ની ફરિયાદ સાંભળવાની શક્તિ પણ મારામાંથી શું હરાઇ ગઇ ? ત્યારે પ્રજાની સેંકડો ફરિયાદો સાંભળીને હું તેને કેવી રીતે ન્યાય આપી શકીશ ?"

આવેશથી **સૂર્યસિંહ**નું મગજ તપી ગયું. ઓરડાની બહાર ચાલી જતી એક દાસી તરફ તેનું ધ્યાન દોરાયું અને તેને બોલાવીને આવેશમાં ને આવેશમાં જ કહ્યું: " **શોભના** જ્યાં હોય ત્યાંથી તેને મારી પાસે મોકલ."

આ કારમો હુકમ સાંભળીને દાસી સ્થિર થઇ ગઇ. **રમાએ શોભના**ને એક ઓરડામાં પૂરી રાખી હતી અને સઘળાં દાસદાસીઓને સખ્ત હુકમ આપ્યો હતો કે કોઇએ તેને બહાર જવા દેવી

નહિ. રાજાજીનો આ હુકમ એ જ કારણથી તે દાસીને સ્તબ્ધ કરનારો થઇ પડયો, પરન્તુ તે રાજાજીનો ક્રોધ કળી ગઈ અને બીજો કશો ઉત્તર નહિ આપતાં "બહુ સારૂં, મહારાજ!" એમ કહેતી ચાલી ગઇ.

દાસી ગઈ, પરન્તુ તે દૃષ્ટિમાંથી બહાર જાય તે પહેલાં સૂર્યસિંહને બીજો વિચાર થઇ આવ્યો અને તેણે દાસીને પાછી બોલાવી. દાસી સમક્ષ આવીને ઉભી રહી એટલે તેને કહ્યું: "શોભનાને નહિ, પણ રમાને અહીં મોકલ."

બે દિવસ થયાં પતિના મુખનું દર્શન નહિ થવાથી રમાને સ્વામીનો આ સંદેશો રૂચતો થઇ પડયો. થોડી જ વારમાં તે ત્યાં આવી પહોંચી અને મૌન ઉભી રહી. રમાના વદન ઉપર અત્યારે પહેલાંના જેવી ઉગ્રતા નહોતી. સ્વામીને પોતે દુઃખ દીધું છે એમ તે સમજતી હતી અને તેથી તેને કાંઇક ગ્લાનિ પણ ઉપજી હતી. તેના વદનપરની શોકાતુરતા સૂર્યસિંહના આવેશયુક્ત મગજ ઉપર કશી અસર કરી શકી નહિ. એકસરખા આવેશયુક્ત સ્વરે તે બોલ્યો: "રમા! મેં તને શામાટે બોલાવી છે તે તું જાણે છે?"

રમાએ ડોકું હલાવી નકાર સૂચવ્યો.

"આ પુસ્તકોનાં કબાટોની પાછળ તું સંતાઇ રહે; બન્ને કબાટોની વચ્ચેના સાંકડા માર્ગમાંથી તું સઘળું જોઇ શકે છે કે નહિ, તે મને કહે."

"તેનું કાંઇ કારણ?"

"કારણ તું પછી જાણીશ."

રમા સ્વામીની આજ્ઞાને અધીન થઇ. કબાટની પાછળ તે ચાલી ગઈ અને સંતાઇને ઉભી. કબાટોની વચ્ચે થઇને આખા હોલમાં સારી રીતે નજર કરી શકાતી હતી. તે બોલી: "અહીંથી સઘળું જોઈ શકાય છે ખરૂં."

"વારૂ; હવે હું અહીં શોભનાને બોલાવું છું: તે જે કાંઇ કહે કે કરે તે તારે ગુપચુપ સાંભળવાનું તથા જોવાનું છે: મારા કહ્યા વિના તારે બહાર નીકળવું કે બોલવું નહિ." એમ બોલતો સૂર્યસિંહ ધમધમ પગ પછાડતો ઓરડાની બહાર નીકળ્યો અને એક ચાકરને શોભનાને લાવી હાજર કરવાની આજ્ઞા આપતાં કહ્યું: "શોભના જ્યાં હોય ત્યાં તેને કહે કે રાજાજી પોતાના વાંચવાના ઓરડામાં અત્યારે એકાંતમાં છે અને ત્યાં તને બોલાવે છે." એ પ્રમાણે આજ્ઞા આપી સૂર્યસિંહ પાછો ઓરડામાં આવીને બેઠો. રમાએ પ્રશ્ન કર્યો: "મહારાજ! આમ કરવાનો હેતુ શો છે?"

"હેતુ? રમા! શું તું હજી હેતુ પૂછે છે? દુનિયાની નીતિના કાયદાએ જે નિર્દોષ આરોપીને ગુન્હેગાર ઠરાવી કેદમાં પૂર્યો છે, તે કેદી પુનઃ નીતિનું ઉલ્લંઘન ન કરે તેટલા માટે તેના પર દેખરેખ રાખવાને પહેરેગીર જોઇએ જ."

"ના મહારાજ! આપના ઉપર એવું પહેરેગીરનું કામ કરવા હું રાજી નથી." એમ બોલતાં રમા કબાટની પાછળથી બહાર નીકળી આવી.

"રમા! રમા! તેમ કરવાની તારી અનિચ્છા હોય તોપણ મારા પર ઉપકાર કરવાની ખાતર તુ ત્યાં થોડો વખત છુપાઈ રહે."

"ના, તેમ નહિ બને. હું જઉં છું." એમ બોલતાં રમા ચાલી જવા લાગી. તે પુનઃ શોભનાનું મ્હોં જોવા જ ઇચ્છતી ન હતી અને તેથી આ પ્રકાર તેને ગમતો નહોતો.

સૂર્યસિંહમાં હવે આવેશ ઉપરાંત ક્રોધ વ્યાપ્યો. તે આંખો વિકાસતો બોલ્યો: "એક વાર હું આજ્ઞા કરૂં છું કે તું છુપાઈ રહે."

સ્વામીના જુસ્સાથી રમા કિંચિત્ ભય પામી. સૂર્યસિંહની આજ્ઞાને વશ થઇને પુનઃ પુસ્તકોનાં કબાટો પાછળ તે છુપાઇ. સૂર્યસિંહ

સ્વસ્થ બનીને બેઠો, પણ તેનું મગજ શાન્ત નહોતું. દુઃખથી હીજ-રાઇ જતી શોભનાને જોવાને તે આતુર બની ગયો હતો. દ્વારતરફ તે એકસરખી રીતે દૃષ્ટિને ટેકાવીને બેઠો હતો. પાંચેક મિનિટ વીતી ગઇ, એટલામાં શોભનાનું સુંદર પણ અત્યારે મ્લાન બની ગએલું વદન ભયાતુર નેત્રો સમેત તેની સમક્ષ આવીને ઉભું રહ્યું. સૂર્યસિંહ અને શોભનાની દૃષ્ટિ જે ક્ષણે મળી તે જ ક્ષણે શોભનાનાં સૂજી ગએલાં રક્ત નેત્રોમાંથી અશ્રુપ્રવાહ ચાલુ થયો. એ અશ્રુપ્રવાહે સૂર્યસિંહનાં ગાત્રોને ઢીલાં બનાવી મેલ્યાં. જગત્‌ની દુષ્ટ નીતિ અત્યારે શોભનાની આંખોમાંથી આંસુ વહેવડાવે છે એ કલ્પનાએ તે નીતિ પ્રત્યે સૂર્યસિંહના ક્રોધને જાગૃત કર્યો હતો, પરન્તુ એ નીતિ-નો ત્યાગ કરવાની પોતાની અસમર્થતાએ તેને તે જ ક્ષણે નિ-રાશ–હતાશ બનાવી મેલ્યો હતો. તે ઉંડો નિઃશ્વાસ નાંખીને બોલ્યોઃ "શોભના ! તું રડ નહિ ! તારી માંગણીને લીધે મેં તને મારી પાસે બોલાવી છેઃ અહીં એકાંત જ છે, તારે હવે જે કાંઇ કહેવું હોય તે કહે ! તારા દુઃખનું નિવારણ હું કરી શકીશ કે નહિ તે કશું હું કહી શકતો નથી, પરન્તુ પ્રભુએ સાચા હૃદયનો જે અંશ મારામાં રહેવા દીધો છે તે વડે હું તારૂં દુઃખ સાંભળીશ અને બહુ તો રડીશ. કહે, તારે જે કાંઈ કહેવું હોય તે કહે; મારા તરફના ઉત્ત-રની અપેક્ષા વિના તું બોલી જા."

શોભનાનું હૃદય શોકથી ભરાઇ આવ્યું હતું, અને જોકે તે અત્યારે પોતાનું દુઃખ રડવાને જ સૂર્યસિંહની સમક્ષ આવીને ઉભી હતી, તોપણ તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકતો ન-હોતો. કેટલીક વાર સુધી તેણે મૌનમૌન રડયાં કર્યું અને સૂર્યસિંહે નીચી દૃષ્ટિ રાખીને તેનાં ડુસકાં સાંભળ્યાં કર્યાં. એ રડતા વદન

તરફ દષ્ટિ કરવાથી રખેને દયા ફિસ્ફેરાઈ આવે અને જગતની નીતિના માર્ગને વિસરી જવાય એવા ભયથી સૂર્યસિંહે તેની સામે નજરે કરી નહિ. કેટલીક વારે અશ્રુપ્રવાહદ્વારા શોભનાએ પોતાનું હૃદય ખાલી કર્યું અને તે શાંત થઇ. તે બોલી: " મહારાજ ! " ફરીથી એ ગભરાએલા હૃદયમાં ડૂમો ભરાઈ આવ્યો. તે બોલતાં અચકાઇ ગઇ. સૂર્યસિંહ માયાળુ સ્વરે બોલ્યો: " જરા પણ ગભરાયા વિના કહે, શોભના ! "

તે બોલી: " મહારાજ ! માતાપિતા વિનાની હું એક નિરાધાર બાળકી હતી, અને દુઃખ ભોગવવાનું જ મારા નસીબમાં લખેલું હતું. પરન્તુ આપની કૃપાવડે દુઃખ તે શું એ સમજવાનો મને અવકાશ મળ્યો નહોતો. મહારાજ ! આજસુધી આપે મને સર્વ રીતે સુખમાં જ રાખી તેને બદલે થોડો થોડો દુઃખનો અનુભવ પણ કરાવ્યો હોત, તો આજે મારૂં હૃદય આટલું ગભરાત નહિ. આપે જે કાંઇ મારા હિતને માટે કર્યું તે મારા અહિતરૂપે પરિણમ્યું, પરન્તુ તે બદલ હું મારા ભાગ્ય સિવાય બીજા કોઇને દોષ આપતી નથી."

થોડીએક ક્ષણો આરામ લઇને શોભના આગળ બોલી: " મહારાજ ! આપને હું માત્ર એક જ વિનતિ કરવા આવી છું અને તે એ છે કે મારૂં ભાગ્ય સામંતસિંહની સાથે જોડાતું અટકાવશો તો મને આપે જીવિતદાન દીધા જેટલો હું આપનો ઉપકાર માનીશ. જેને આપ આ દેહ સોંપવાની ઇચ્છા રાખો છો તેના ગુણો માટે આપે મારા હિતને ખાતર ખાત્રી તો કરી હશે અને તેથી તેની નિંદા કરવાનો કે તેના અવગુણ ગાવાનો મને જરા પણ અધિકાર નથી; પરન્તુ મહારાજ ! મારો અંતરાત્મા એ લગ્નને જરા પણ ઇચ્છતો નથી."

સૂર્યસિંહે પ્રશ્ન કર્યો: " શામાટે એ લગ્ન તને અપ્રિય છે ? "




“ .....તે શું સામંતસિંહરૂપી ભઠ્ઠીમાં બાળી નાંખવા માટેજ ? ”

પૃષ્ઠ ૨૧.

"તેનું કારણ હું આપને મ્હોંએથી બોલી બતાવી શકતી નથી, પણ કોણ જાણે કોઇ ઈશ્વરી પ્રેરણાથી મને લગ્ન પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો છે. મારા પર કૃપા કરીને આપ મને આ રાજમહાલયની હલકામાં હલકી દાસી રહેવા દો; આપની કૃપાળુ નજરથી મને દૂર રાખવામાં આવે તોપણ ભલે, પરન્તુ મને અહીં જ રહેવા દો!"

"શોભના! તું નિરાશ ન થા. તારૂં લગ્ન સામંતસિંહ સાથે થશે, તોપણ તું આ રાજમહાલયની દાસી તરીકે ચાલુ જ રહેશે; પરન્તુ દરેક યુવાન્ સ્ત્રીને શિરે પતિરૂપી છત્ર હોવું જોઇએ એવો સંસારનો કાયદો છે–જગત્નો નીતિનિયમ છે: તેના અપવાદ રૂપ હું કે તું કોઇ પણ હોઇ શકીએ નહિ."

શોભનાએ ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. ક્ષણભર રહીને તે બોલી: "આપ જેવા પિતારૂપ શિરછત્રવડે શું હું સંસારમાં એકલી ન જીવી શકું? શું તે વાજબી નથી?"

"જગત્ તે ગેરવાજબી માને છે."

"પરન્તુ આપના અભિપ્રાય પ્રમાણે એ શું ગેરવાજબી છે?"

"હું પણ જગત્માંનો એક પ્રાણી છું."

"મહારાજ! મને સ્પષ્ટ રીતે કહો કે આપે પિતારૂપે રહી મને ઉછેરી, ભણાવી, મારા અંતરનો અને આત્માનો વિકાસ કર્યો તે શું સામંતસિંહરૂપી ભઠ્ઠીમાં બાળી નાંખવા માટે જ?"

સૂર્યસિંહે દષ્ટિ ઉંચી કરીને શોભનાની સામે જોયું. તેનો ચહેરો પહેલાં કોમળ હતો તે હવે ગંભીર દેખાવા લાગ્યો હતો. આવેશ-સૂચક રેષાઓ કપાળ ઉપર તરી આવી હતી. પરન્તુ સૂર્યસિંહે તેના તરફ દષ્ટિ કરતાં જ પુનઃ તે કોમળ બની ગઇ. આવેશ દૂર થઇ ગયો. મ્હોં ઓશિઆળું થઇ ગયું. સૂર્યસિંહ બોલ્યોઃ "શોભના! શું સામંતસિંહ એ તારા માટેની એક ભઠ્ઠી છે?"

શોભના પુનઃ રોઇ પડી. તેની આંખોમાંથી ચોધાર આંસુ વહન કરવા લાગ્યાં. હૃદય જોરથી ઉચ્છ્વાસ ભરતું દેખાયું. તે ડુસકાં ભરતી કંપિત સ્વરે બોલીઃ “ મહારાજ ! હું શું કહું ? મારા પતિ તરીકે આપે જેની પસંદગી કરી છે, તેના અપવાદ હું બોલી શકતી નથી ! પરન્તુ તેથી મારૂં ભવિષ્ય ફેરવાઇ ગએલું હું જોઉં છું. મારો વિકાસ થવાનું તો દૂર રહ્યું પરન્તુ હું ચીમળાઇ જઇશ અને અકાળે કરમાઇને ખરી પડીશ એવો ઈશ્વરી અવાજ હું સાંભળું છું. મહારાજ ! હું ખારા જળની માછલી હોઉં તો ગમે તેવા મીઠા જળમાં પણ હું હીજરાઇને મરવાની જ, એ આપ ન ભૂલશો. આપ મારા પિતા છો, હું આપની પુત્રી છુ, પરન્તુ આપની મારા પરની વત્સલતા અને મારી આપના પરની મમતાને દૂષિત માનીને વખત આવ્યે તેનું વૈર વાળવાની અધમ વૃત્તિ જેનામાં ઉત્પન્ન થઇ છે તે વૃત્તિની ખાડીમાં મને ઝીકીને આપ મારી કેવી દશા થએલી જોશો તે કહેવાને આ જીભ સમર્થ નથી. માટે પ્રભુ ! હું આપને પગે પડીને કહું છું કે મને જીવિતદાન આપો—હું આપને આશ્રયે આવી છું ! ” એમ બોલતી શોભના હીબકતી અને આંસુ વરસાવતી સૂર્યસિંહને પગે પડી અશ્રુજળથી તેના પગનું પ્રક્ષાલન કરવા લાગી.

સૂર્યસિંહ ઇચ્છાપૂર્વક શોભનાની સામે જોયા વિના તેના શબ્દો સાંભળતો હતો, પરન્તુ શોભનાના છેવટના શબ્દોએ સૂર્યસિંહની દૃષ્ટિને ભૂમિ તરફથી ખેંચી લઇ પોતા તરફ આકર્ષી હતી. એ દયામણા વદને નેત્રદ્વારા અને શબ્દોએ કર્ણદ્વારા સૂર્યસિંહના મગજના તારને ખેંચ્યો અને તે એકાએક આવેશમાં આવી ગયો. તેનું શરીર કંપવા લાગ્યું. પોતાના જ મન ઉપર તેને એકાએક ભયાનક ક્રોધ

ચડી આવ્યો. આંખોમાં રક્તતા ચમકવા લાગી. દ્રુત ગતિથી મગજમાં બે ચાર વિચારો આડા અવળા ફરી ગયા: "આ ગરીબડી છોકરીને શું હું માત્ર જગત્‌ની બાહ્ય નીતિને માટે જીવતી ભઠ્ઠીમાં હોમવાને તૈયાર થયો છું? એ નીતિ બળી જાઓ, જગત્ મરી જાઓ, મને તેમની પરવા નથી!" માત્ર આટલા જ વિચારને અન્તે તેણે જોરથી હાક મારી: "રમા! રમા! અહીં આવ!"

'રમા' નામનો ઉચ્ચાર થતાં શોભના ચમકી ઉઠી. એક ક્ષણમાં જ રમા કબાટની પાછળથી ધીમે પગલે બહાર નીકળી અને તેને જોતાં જ શોભના ભયથી કમ્પી ઉઠી! ગભરાએલું હૃદય ચૈતન્યહીન બનતું હોય તેમ તેનું આખું શરીર શિથિલ બનવા લાગ્યું, અને ઢીલાં પડેલાં ગાત્રોએ તેને ત્યાં ને ત્યાં જ બેસાડી દીધી. રમાના ગંભીર વદન સામે દૃષ્ટિ કરવાનું ધૈર્ય પણ શોભનામાંથી હરાઇ ગયું.

સૂર્યસિંહ રમાની સામે નજર કરીને બોલ્યો: "રમા! રમા! તારી અને જગત્‌ની નીતિ મને કદાપિ કાયર બનાવી શકશે નહિ. હું શોભનાને પરણાવનાર નથી, મારી સમીપમાંથી એક ક્ષણ પણ દૂર ખસેડનાર નથી! કોઇને માટે પણ હું એ ગરીબ ગાય ઉપર છરી ફેરવનાર નથી! જા, મને દુનિયાની પરવા નથી, તારી પણ પરવા નથી, મને માત્ર પ્રભુની પરવા છે અને તે મારા હૃદયમાં છે, ત્યાં સુધી જગત્‌ની નજરે જણાતા ગમે તેવા દોષો પણ મારે મન પુણ્યરૂપ જ છે."

સૂર્યસિંહનો નિશ્ચય શોભનાની:અશ્રુધારાએ ડગાવી નાંખ્યો! એ અશ્રુધારાએ ઉશ્કેરેલી દયાનું આ પરિણામ છે એમ રમા સમજી ગઇ. સ્વામીના ક્રોધપૂર્વક બોલાએલા શબ્દોનો પ્રતિકાર કરવાનું તો શું પણ તેનો સામો ઉત્તર વાળવાનું સામર્થ્ય પણ અત્યારે

રમામાં નહોતું. તેણે સૂર્યસિંહના શબ્દો સાંભળ્યા અને મૌન રહી રોષપૂર્વક ત્યાંથી ચાલી ગઈ! ભયમાંથી મુક્ત થએલું બાળક જેવી આતુરતાથી પોતાની માતાને જોતાં જ વળગી પડે તેવી જ આતુરતાથી શોભના સૂર્યસિંહને વળગી પડી !

## પ્રકરણ ૩ જું.

### રાજમાતાની મૃત્યુશય્યા.

સૂર્યસિંહની વૃદ્ધ માતા–રાજમાતા પોતાની અવસ્થાને અનુસરતી નબળાઇને કારણે કેટલાક વખતથી સાધારણ માંદગી ભોગવતાં હતાં. તેમના શરીરનું કૌવત નાશ પામી ગયું હતું અને હલકો ખોરાક પણ હવે પચી શકતો નહોતો. સૂર્યસિંહે કાંઈક શક્તિ આવે એવું ઔષધ ખાવાની માતાને બહુએ વાર વિનતિ કરી હતી, પરન્તુ તે વખતે રાજમાતા એવો જવાબ આપતાં કે " હવે તો **औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः** મારે વળી ઔષધ ખાવાનું કેવું ? જૂના પિત્તળને વળી અજવાળવું શું ? " આ કારણથી દિવસે દિવસે નબળાઈમાં વધારો થતો જતો હતો અને તેથી બીજાં સૌની સાથે રાજમાતા પોતે પણ સમજતાં હતાં કે હવે જમનાં પગલાં વાગી રહ્યાં છે.

સુશીલ અને આજ્ઞાંકિત પુત્રોને માતાપિતાનું મરણ ગમે તેવી વૃદ્ધ અવસ્થામાં થાય તોપણ દુઃખપ્રદ થઇ પડ્યા વિના રહેતું નથી. માતાનું નજીક આવતું મરણ સૂર્યસિંહના ચિત્તને પણ ઉદ્વિગ્ન કરવા લાગ્યું. પહેલાં ચિત્તની પરવશતાથી તે માતાની પાસે ભાગ્યે જ બે-

સવા જતો, અને અત્યારે પણ તેના ચિત્તની એ કરતાં પણ વધારે વિલક્ષણ સ્થિતિ થઈ પડી હતી, તથાપિ તે માતાના બિછાનાની બાજૂએ બેસીને કેટલોક વખત ગાળતો. મરણ પામતી માતા પ્રતિના બાહ્ય વિવેકને માટે જ નહિ પણ પોતાના રક્ષણને માટે જે એક મોટી ઢાલ હતી તે ઢાલ પણ ચાલી જવાની તૈયારી કરે છે, તે સ્મરણના દુઃખથી બનેલી વિકળ સ્થિતિમાં તે ત્યાં બેસી રહેતો. એકલા રહેવાથી રમા અને શોભનાનું સ્મરણ થઈ આવતું અને એ સ્મરણની દુઃખદાયકતામાંથી કિંચિત્ મુક્તિ મેળવવાને પણ તે માતાની પાસે આવીને બેસવા લાગ્યો. વૈદ્યો અને ડાક્તરોનાં ઔષધો જોકે નકામાં હતાં, તોપણ તેઓ આવતા, શરીરની સ્થિતિ તપાસતા અને દિવસે દિવસે વિશેષ શિથિલતા જણાતી હોવાનો અભિપ્રાય આપતા. સૂર્યસિંહ નક્કી માની બેઠો હતો કે થોડા જ વખતમાં હવે પોતાનું એ અવશેષ રહેલું શિરછત્ર ઉડી જશે.

સૂર્યસિંહનો ફેરવાએલો નિશ્ચય—શોભનાને નહિ પરણાવી દેતાં રાજમહેલમાં જ રાખવાનો તેનો નવો નિશ્ચય સર્વત્ર જાહેર થઇ ચૂક્યો હતો. શોભના હવે બંધીખાનામાં રહેતી નહોતી, પરન્તુ દિવસનો ઘણો ભાગ સૂર્યસિંહના વાંચવાના ઓરડામાં બેસી રહેતી, વાંચતી અને વખત ગાળતી. તેના ઉપર બીજાં દાસદાસીઓની સ્વાભાવિક ઈર્ષ્યા સૂર્યસિંહના લક્ષમાં આવી હતી, તેથી તેણે હુકમ કર્યો હતો કે કોઈએ શોભનાને કશું કામકાજ બતાવવું નહિ. સૂર્યસિંહની જ આજ્ઞાથી સૂવા બેસવા માટે શોભનાને એક ઓરડો કાઢી આપવામાં આવ્યો હતો અને શોભના ત્યાં તથા સૂર્યસિંહના પરિચયમાં રહીને રાત દહાડો પૂરાં કરતી હતી. દુઃખથી ચીમળાઇ ગએલા તેના વદન ઉપર પુનઃ લાલી ચડવા લાગી હતી અને તે

કેટલાકોનું ધ્યાન ખેંચનારી તથા શંકાઓને ઉદ્‌ભૂત કરનારી થઈ પડી હતી.

જે દિવસે સૂર્યસિંહે પોતાનો બદલાએલો નિશ્ચય રમાને શોભનાની હાજરીમાં જણાવ્યો તે જ દિવસે રાત્રે રાજમાતાને એ વાતની ખબર રમાએ આપી. રાજમાતાની પથારી આગળ એકાંત સાધીને તેણે સઘળી વાત કહી અને રડી રડીને મરણ પામતાં સાસુની પથારીની ચાદર ભીની કરી. એ સર્વ કથાનક સાંભળી, રમાના શોકનો આવેગ જોઇ, કેટલોક વખત વિચાર કરી તે બોલ્યાં: " જો બાપુ ! આ ભવિષ્ય મેં ઘણું વહેલું ભાખ્યું હતું. તું એક રાજાની રાણી છે અને જ્યારે પરણીને અહીં આવી ત્યારે તેં શું નહોતું ધાર્યું કે બીજી એકાદ-બે શોક્યો તારે વેઠવી પડશે ? "

" ધાર્યું હતું, માજી. " રમાએ જવાબ આપ્યો.

" તેં ધાર્યું હતું એવું મારા સંબંધમાં મેં પણ ધાર્યું હતું. ભદ્રપુરના સઘળા રાજાઓનો ઇતિહાસ એ જ પ્રકારનો છે અને તેથી મેં મારા દીકરાને બે રાણીઓની ભુજાઓમાં પહેલેથી જ બાંધવાનો નિશ્ચય કર્યો હતો; પરન્તુ મારી ઇચ્છા એ દિકરાએ અફળ કરી, અને અત્યારે હવે હું એ જ પરિણામ જોઉં છું. "

" માતુશ્રી ! પણ મને તો બે પ્રકારની હૈયાહોળી વેઠવી પડે છે. શોભનામાં એમનું ચિત્ત લુબ્ધ થયું હોય તો—"

" ના, ના, ના, રમા ! એવો વિચાર તું ન કરતી. સૂર્યસિંહને તું આજસુધી ન ઓળખી શકી હોય તેમ જણાય છે. મારા દિકરાને હું ઓળખું છું. શોભનામાં તેની લુબ્ધતા હોય તો તે પવિત્ર છે એમ એનું કહેવું છે અને એના શબ્દો મેં આજસુધી ખોટા માન્યા નથી તેથી અત્યારે પણ ખોટા માની શકતી નથી. "

" માજી ! આવા પ્રસંગમાં રહ્યા છતાં પવિત્રતા કેવી રીતે ટકી શકતી હશે તે મને તો સમજાતું જ નથી. મારા મનમાં તો એમ છે કે આમ લટકતી તલવાર રાખવા કરતાં પરણી લેતા હોય તો સારૂં. "

" ત્યારે હું સૂર્યસિંહને તારી તે ઈચ્છા જણાવું ? " રાજમાતાએ પ્રશ્ન કર્યો.

રમા અચકાઇ ગઈ. પહેલાં તો તે બોલી ગઇ પણ પાછળથી જવાબ આપવાનું તેને ભારે થઇ પડ્યું. તેણે થોડી વાર અટકીને કહ્યું: " પણ મારી એ દાસી મારી હરીફ થાય એ તો મારાથી કેમ જોયું જાય, કહો જોઇએ માજી ? "

" જો બાપુ ! શોભના તારી શોક્ય નથી અને થશે પણ નહિ. તારા પતિના સ્વભાવનો તને જેટલો વિશ્વાસ નથી, તેટલો મને વિશ્વાસ છે. "

" માતુશ્રી ! તમે કહો છો તે કદાચ હું માની લઉં; પણ એ છોકરી જ્યાંસુધી મહેલમાં છે, ત્યાંસુધી મારી સામે પણ તે જોતા નથી. તે મારી શોક્ય ન હોય તોપણ મને તો તેનાથી જ અન્યાય મળે છે. દાસદાસીઓ અને ગામના લોકો પણ એમનું ખોટું બોલે છે. હું તો એ બધું સાંભળીને સ્વસ્થ રહી શકતી નથી, પણ શું કરૂં ? "

રાજમાતા થોડી વાર વિચારમાં પડી ગયાં અને કશું બોલ્યાં નહિ.

" માજી ! મેં તો જે કંઇ અજમાવ્યું છે તે નિષ્ફળ ગયું છે. એક વાર ગુસ્સાથી પણ તેને પરણાવી દેવા તે તૈયાર થયા, પણ પાછળથી તેમણે ના કહી. હવે મને ન્યાય અપાવવાનું તમારા હાથમાં છે. તમારા કહેવાથી તે માનશે; તમારા વિના એમનો નિશ્ચય

ફેરવવાને હવે કોઇ પણ સમર્થ નથી. મારો અવતાર એળે જતો અટકાવવાની હવે તમે દયા કરો. ” એમ કહેતાં રમાથી પુનઃ રડી જવાયું. તેણે રડતાં રડતાં રાજમાતાની પથારીપર માથું નાંખી દીધું અને ઘણી વાર સુધી ડુસકાં શમ્યાં નહિ.

રાજમાતાને દયા આવી. શોભના અને સૂર્યસિંહને પવિત્ર માનતાં છતાં રાજમાતાને એ વાત ખરી લાગી કે શોભનાને લીધે જ રમાને અન્યાય મળે છે. પોતે મરતાં મરતાં રમાને એ દુઃખમાંથી બચાવવાનો યત્ન કરવાનો વિચાર કર્યો. રમાનાં આંસુએ રાજમાતાની દયાને ઉશ્કેરી અને રાજમાતાએ તે વખતે તેને આશ્વાસન આપ્યું.

ત્યારપછી કેટલાક દિવસ ચાલ્યા ગયા. રાજમાતાનું શરીર વધારે શિથિલ પડવા લાગ્યું. વૈદ્યોએ અભિપ્રાય આપ્યો કે ગણ્યા ગાંઠ્યા દિવસમાં હવે એ વૃદ્ધ શરીર ચાલ્યું જશે. સૂર્યસિંહ એ સાંભળીને થરથર્યો. થોડા દિવસ પછી જે દુકાળ પડવાનો હતો તે દુકાળ એ જ દિવસે પડ્યો હોય એવું તેને થયું. તે દિવસે મોડી રાત સુધી સૂર્યસિંહ માતાના બિછાના આગળ બેસી રહ્યો. મધરાત થતાં માતાએ કહ્યું: “ બાપુ, જા હવે સૂઇ રહે. ઘણું મોડું થયું છે. ”

સૂર્યસિંહની આંખમાં આંસુ આવ્યાં. તે બોલ્યો: “ મા ! થોડા દિવસમાં શું હું શિરછત્ર વિનાનો થઇ જઇશ ? ”

“ બેટા ! એમાં રડે છે શાને ? પ્રભુ જેવો ધણી બેઠો છે ને તું શિરછત્ર વિનાનો કેમ થઇશ ? તે સૌનું રક્ષણ કરે છે, દયા કરે છે, સારી બુદ્ધિ આપે છે. તારા ઉપર તેની કૃપા હો એવો મારો આશીર્વાદ છે. ”

"મા !" બોલતાં સૂર્યસિંહનો સાદ ગળગળો થઈ ગયો. થોડી વાર અચકાઇને તે બોલ્યોઃ "માજી ! તમે અહર્નિશ મારૂં હિત જ ચિંતવ્યું છે. માતા પુત્રનું હિત ચિંતવે તેમાં કશી વિશેષતા નથી, પરન્તુ પુત્રના હિતચિંતનમાં પણ ભેદો રહેલા છે. જેવી રીતે માતાની ફરજ પુત્રનું હિતચિંતન કરવાની છે તેવી જ રીતે પુત્રની માતા પ્રત્યેની ફરજો રહેલી છે. મને સાંભરે છે કે એ ફરજો બજાવવામાં મેં બહુ વાર પ્રમાદ દર્શાવ્યો છે. કોઈ વાર તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું, તમારા પર ગુસ્સો કરવાનું અને તમને દુભવવાનું પાપ પણ મેં કર્યું છે અને તે સર્વ પ્રસંગો અત્યારે મારા સ્મરણમાં ઉભરાઇ આવે છે."

"બેટા ! એમાં શોક કરીશ નહિ. સ્વધર્મ બજાવવામાં મનુષ્ય માત્રને હાથે વધુ ઓછા પ્રમાણમાં પ્રમાદ થવો સંભવિત છે. છતાં તને કશો અસંતોષ રહેતો હોય તો મારી છેવટની એક આજ્ઞા માનીશ ?"

"હા માજી ! ફરમાવો, ઘણી ખુશીથી માનીશ."

"જો બાપુ ! તારી પવિત્રતા મારા ધ્યાનમાં છે. તું ગમે તેવો હોય તોપણ તું જુઠાબોલો કે અનીતિમાન નથી એ હું સારી પેઠે સમજું છું. છતાં મારી આજ્ઞા—છેવટની આજ્ઞા અથવા માંગણી એટલી છે કે શોભનાને પરણાવી દઇને તેને આ મહેલમાંથી વિદાય કર."

સૂર્યસિંહ ચમકી ગયો. આ અકલ્પિત અને મરણ પામતી માતાની છેવટની આજ્ઞા સાંભળીને તે સ્તબ્ધ બની ગયો. કેટલીક વાર સુધી તે અવાચ્ય બેસી રહ્યો. પહેલાં તો તેને માતાજીની આજ્ઞા ઉપર અને માતા ઉપર પણ ક્રોધ ચડયો. એ આજ્ઞાનું રહસ્ય કે

હેતુ શો હશે તે સૂર્યસિંહ સમજી શકયો નહિ. એક જીવતી બાળાને ભઠ્ઠીમાં હોમવી એવો જ એ આજ્ઞાનો આશય સૂર્યસિંહના ધ્યાનમાં આવ્યો. તેણે સંકલ્પ ઉઠાવ્યો કે જો હું અને શોભના પવિત્ર છીએ એમ માજી માન્ય રાખે છે તો પછી શામાટે આવી ઘાતકી આજ્ઞા તે કરે છે ? આ સંકલ્પ માતાને જણાવવાનો તેણે વિચાર કર્યો પરન્તુ તુરત જ તેને સાંભર્યું કે માતાની આજ્ઞા માન્ય રાખવાનું પોતે વચન આપ્યું છે અને એ છેવટની આજ્ઞા જ હોઇ તેના વાજબી-ગેરવાજબીપણાનો વિવાદ ઉઠાવવો વાજબી નથી.

સૂર્યસિંહને વિચારમાં પડેલો જોઇને રાજમાતાએ કહ્યું: " બાપુ! કેમ કાંઇ વિચારમાં પડી ગયો ? "

" મા ! તમારી એ છેવટની આજ્ઞા માન્ય રાખવાનું વચન હું આપી ચૂકયો છું અને મારા અંતરના ગમે તેટલા ભોગે પણ હું તે માન્ય રાખીશ; પરન્તુ મને એવો સંકલ્પ ઉઠે છે કે એ આજ્ઞામાં જે નિર્દયતા સમાએલી છે તે શું તમારા લક્ષમાં નહિ આવી હોય ?"

" જો બેટા ! મારા લક્ષની બહાર કશું જ નથી. આ આજ્ઞા પણ મેં અણમાનતે મને કરી છે, પરન્તુ હિતાહિતનો વિચાર કરતાં મને તે આજ્ઞા કરવાનું જ ઉચિત લાગ્યું છે. જે કાર્ય કરવાનું હું તને કહું છું, તે જો તું ન કરે તો ઘણું માઠું ભવિષ્ય હું જોઉં છું. એ ભવિષ્યમાં આ રાજમહેલમાં, આ નગરમાં અને છેવટે તારા બિછાનામાં કાંટા વેરાએલા હું જોઉં છું અને તેથી એકલા તારા જ હિતને માટે નહિ, પણ ભદ્રપુરના આખા રાજવંશના અને ભદ્રપુરના રાજ્યના હિતને માટે મેં આ આજ્ઞા કરી છે. એટલામાં તું સઘળું સમજી જા. આ આજ્ઞા કરતાં પહેલાં મેં ઘણા દિવસ વિચાર કર્યો છે. તું જો માનતો હોય કે હું તારૂં હિત જ કરીશ તો કાર્યાકાર્યનો

વિચાર કર્યા વિના તું મારી આ છેલ્લી આજ્ઞા માનજે અને તદનુસાર વર્તજે.”

“માજી! તમે ઘણી ગૂઢ વાર્તા કરી. મારા હૃદય ઉપર ન રૂઝાય તેવો ચીરો પડે છે, છતાં તે આજ્ઞા મને માન્ય છે.”

રાજમાતા આગળ બોલ્યાં: “જો બાપુ! એક વખત એવો હતો કે જ્યારે મેં તને બીજી રાણી પરણવાની આજ્ઞા કરી હતી. તેં તે આજ્ઞા માન્ય રાખી નહિ. મારી બુદ્ધિ પ્રમાણે મને તે વાજબી લાગ્યું નહિ. રાજાઓમાં રાજસ વૃત્તિ પ્રબળ હોય છે એ તારા ધ્યાનમાં હશે. તે વૃત્તિને લીધે અને પ્રબળ અધિકારને લીધે અનીતિને માર્ગે જવામાં–મનોવિકારને એ રીતે માર્ગ આપવામાં તેઓને ઘણી અનુકૂળતા મળે છે. પરંતુ તે જ સાથે રાજા અનીતિનો માર્ગ લે એ અનિષ્ટ છે કારણકે તેની છાપ પ્રજા ઉપર અને રાજ્યનાં સૌ કોઇ આશ્રિત જનો ઉપર નઠારી પડે છે અને એ રીતે અધર્મ પ્રવર્તે છે. એક બાજુએ રજોગુણની પ્રબળતા અને બીજી બાજુએ તે પ્રબળતાને માર્ગ આપવામાં સમાએલો અધર્મ એ બન્નેની વચ્ચેનો માર્ગ કાઢવા સારૂ રાજાને એક કરતાં વધારે સ્ત્રીઓ પરણાવવામાં વિદ્વાનો બાધ લેખતા નથી. એ જ કારણને અનુસરીને હું તને બીજી સ્ત્રી પરણાવત અને કદાચ અગત્ય જણાત તો ત્રીજી અને ચોથી સ્ત્રી પણ પરણાવત; તારી રાજસ વૃત્તિને હું એ રીતે મોકળી કરત પરંતુ તને અનીતિને માર્ગે જવા દેત નહિ. પરંપરાના બુદ્ધિસંસ્કારથી હું જેને નીતિ માનું છું તે કદાચ તારી અને બીજાઓની સમજ પ્રમાણે અનીતિ લેખાશે, પરંતુ હું તો જે કાંઇ માનું છું તે તને સ્પષ્ટ રીતે કહું છું. તું એક કરતાં વધારે સ્ત્રીઓના પાશમાં ન બંધાયો, છતાં અત્યારે વિચાર કર કે તું ગમે તેવા પવિત્ર ભાવથી

પણ અત્યારે એક બાલિકાના પાશમાં બંધાયો છે. લોકો માને છે કે તું અનીતિને માર્ગે ગયો છે–હું તેમ નથી માનતી. એમ માનવાનું લોકોને કારણ છે. તારી ચિત્તવૃત્તિની અસ્થિરતા તેઓ જાણે છે અને તેથી ગમે તેમ માનવાનો કે બોલવાનો તેમને અધિકાર છે. રાજાનો અધિકાર જેવો મોટો છે તેવી જ તેની જવાબદારી વિશેષ છે. લોકાપવાદને માન આપીને એકપત્નીવ્રતવાળા રામચંદ્રજીએ પણ સીતાનો ત્યાગ કર્યો હતો; પરન્તુ એકલા લોકાપવાદની ખાતર જ હું તને આમ કરવાનું કહેતી નથી. હિતનાં વધારે સબળ કારણોને લીધે આ અણગમતી આજ્ઞા મેં તને કરી છે–તે છેવટની આજ્ઞા છે અને ચીરાતે હૃદયે નહિ પણ આનંદિત હૃદયે તે તું કબુલ રાખ !" આ લાંબા ભાષણથી રાજમાતાને શ્વાસ ચડી ગયો. કેટલીકવાર સુધી તે બિછાનામાં શાંત પડી રહ્યાં.

સૂર્યસિંહ બોલ્યોઃ "મા ! તમે નિશ્ચિંત રહો. મારા હૃદયની વેદનાને સહન કરીને પણ રાજ્યના, પ્રજાના અને રાજવંશના હિતને માટે હું શોભનાને આ મહેલમાંથી વિદાય કરીશ."

## પ્રકરણ ૪ થું.

### આજ્ઞાનું પાલન.

लिखिता चित्रगुप्तेन ललाटेऽक्षरमालिका ।
तां देवोऽपि न शक्नोति उल्लिख्य लिखितुं पुनः ॥

અર્થ—લલાટમાં ચિત્રગુપ્તે જે અક્ષરો લખ્યા હોય છે તે ભુંસીને પુનઃ લખવાને દેવ પણ શક્તિમાન નથી. સુભાષિત.

માતાની પાસે શોભનાને પરણાવીને રાજમહેલમાંથી વિદાય કરવાના શપથ લેઈને સૂર્યસિંહ પોતાના ઓરડામાં પાછો આવ્યો અને

સુવાને બિછાનામાં પડયો, પરન્તુ તેને નિદ્રા આવી નહિ. માતાના ગૂઢ કથનનું મહત્ત્વ સમજીને જ તેણે-પોતાની માન્યતા પ્રમાણે-શોભનાને સળગતી ભઠ્ઠીમાં નાંખવાની હા કહી હતી, પરંતુ એ ગૂઢ કથનનો મર્મ તે સમજી શકયો નહોતો. એ મર્મ સમજવાને તેણે પોતાના મન સાથે બહુ બહુ વિચારો કર્યા. “ આ રાજમહેલમાં, આ નગરમાં અને છેવટે તારા બિછાનામાં કાંટા વેરાએલા હું જોઉં છું ” એવા માતાના શબ્દો ઉપર સૂર્યસિંહે બહુ બહુ લાંબી નજર પહોંચાડી, અને તેને જણાયું કે એનો ભાવાર્થ રાજ-ખટપટ અને કૌટુંબિક ખટપટના કોઇ નવા જ પ્રકાર સાથે સંબંધ ધરાવતો હોવો જોઇએ. એ જ બાબત ઉપર સંકલ્પ વિકલ્પના અનેક ઘોડા દોડાવતાં તેને છેવટે સંસાર અને રાજપાટ સર્વ ઉપર મોટો કંટાળો આવ્યો અને સ્હવાર પડતાંસુધી નિદ્રા ન જ આવી.

એ જ બાબત વિષેના વિચારમાં ને વિચારમાં બે દિવસ ચાલ્યા ગયા અને રાજમાતાનું મરણ થયું. માતાનું મરણ એ કાંઈ અકસ્માત્ બનેલો બનાવ નહોતો, છતાં એ બનાવે સૂર્યસિંહને બહુ ખેદ ઉપજાવ્યો. માતાના મરણ પછી તેનું શરીર વધારે સુસ્ત બનવા લાગ્યું અને મગજ ઉપરનો ભાર દિવસે દિવસે વધવા લાગ્યો. રાજ્યની રીત મુજબ અંત્યેષ્ઠિ ક્રિયામાં કેટલાક દિવસ વીતી ગયા અને તેટલા દિવસ સૂર્યસિંહ શૂન્ય જેવો જ બનીને બેસી રહ્યો. દિવસો પછી દિવસો જવા લાગ્યા અને રાજ્યે શોકનો હજી ત્યાગ કર્યો નહોતો, તોપણ સૂર્યસિંહની ઇચ્છા માતાની આજ્ઞાને અનુસરીને જેમ બને તેમ વહેલું શોભનાનું લગ્ન કરી નાંખવાનો હતો. લગ્નનું જે મુહૂર્ત્ત નક્કી કર્યું હતું તેને હજી દશેક દિવસ બાકી હતા, પરન્તુ તે જ દિવસે શોભનાનું લગ્ન કરવાનો પોતાનો ઇરાદો સૂર્યસિંહે કોઇને

જણાવ્યો નહોતો. શોભના પૂર્વવત્ સૂર્યસિંહની પાસે છૂટથી આવતી, બેસતી, વાંચતી, કાંઇ કાંઈ પૂછતી, પરન્તુ હજી સૂર્યસિંહના બદલાએલા નિશ્ચયને તે જાણતી નહોતી.

એ સરલ બાળાને પોતાના એ નિશ્ચયની વાત કહેતાં સૂર્યસિંહની હિંમત પણ ચાલતી નહોતી. તે વિચારતો : " જ્યારે એ બાળાને હું કહીશ કે છેવટે માતાની છેલ્લી આજ્ઞાને અનુસરીને મેં તને ભઠ્ઠીમાં હોમવાનો જ નિશ્ચય કર્યો છે, ત્યારે તેનાપર કેવો ભયંકર વજ્રપાત થશે ? તેને મન હું કેટલો ઘાતકી લાગીશ ? તેના હૃદયમાં કેવો ભયાનક ચીરો પડશે ? " પરન્તુ અનેક વિચારોને અંતે તેને ઉંડા નિઃશ્વાસ સાથે નિશ્ચય કરવો પડતો કે " પણ માતાની આજ્ઞાનું પાલન કર્યા વિના મારો છૂટકો નથી. "

સામંતનો અને શોભનાનો સ્વભાવ એક બીજાને અનુકૂળ નહિ આવવાનો સંભવ હોવાથી શોભનાને માટે તેની જ્ઞાતિના કોઇ બીજા જુવાનની તજવીજ પણ સૂર્યસિંહે કરી હતી, પરન્તુ તે તજવીજમાં તેને નિરાશા જ પ્રાપ્ત થઇ હતી. આખી અભણ જ્ઞાતિમાં ભણેલો જુવાન ન મળે એ સ્વાભાવિક હતું, ત્યારે સારો અભ્યાસ અને કેળવણીના ઉંચા સંસ્કારવાળી બાળાને અભણ અને વ્હેમી જુવાનને આપવાનું પરિણામ સૂર્યસિંહ સારૂં કલ્પી શકયો નહિ. કોઇ બીજે ગામ તેવો જુવાન મળી શકે, પરન્તુ પોતાની નજર આગળથી એ બાળાને દૂર કરતાં પોતાને તેમ જ એ બાળાને હૃદયનો મોટો ત્રાસ વેઠવો પડશે એવી કલ્પનાને અંતે સામંત ઉપર જ છેવટે તેને પોતાની દૃષ્ટિને સ્થિર કરવી પડી. સામંત ઉપરનો શોભનાનો અસંતોષ દૂર કર્યા વિના શોભનાને આશ્વાસન આપી શકાય તેમ નહોતું; તેમ જ સામંતને સમજાવીને શોભના માટેનો

વહેમ દૂર કર્યા વિના તે શોભના ઉપર માયાળુ બને તેવો સંભવ નહોતો. કોઈ પણ રીતે એ જ જોડું બંધાય અને બન્ને સુખી થાય તેવો માર્ગ યોજ્યા વિના સૂર્યસિંહને બીજો કશો ઉપાય સુજ્યો નહિ.

સૌથી પહેલાં તેણે શોભનાને સમજાવવાનું યોગ્ય ધાર્યું. એક વાર સૂર્યસિંહ કોઇ પુસ્તક વાંચતો બેઠો હતો અને શોભના સૂર્યસિંહની હસ્તલિખિત જૂની કવિતાઓ વાંચતી હતી. તેમાંનો એક છંદ શોભનાને વિલક્ષણ અર્થવાળો લાગ્યો. સહજ સ્મિત કરીને તેણે કહ્યું: " બાપુ ! આ છંદમાં તો તમે કેવળ વિપરીત વાત જ લખી છે. "

" કયો છંદ ? વાંચ, જોઇએ ! "

શોભનાએ છંદ વાંચવા માંડયો:

*" ચાલ્યા જતા જગતમાં મતભેદ આછા,
" તોએ પરસ્પર મળે મતભેદી પાછા,
" વેળા જણાય કડવા મતભેદની કો,
" ને કોઈ વાર વહતી લહરિ સુખોની ! "

" એમાં તને કઈ વાત વિપરીત લાગી ? "

" મને તો એમાં કહેલી વાત જ અસંભવિત લાગે છે. જેઓનાં મત એકસરખાં હોતાં નથી તેઓ કદાપિ પરસ્પર મળે જ નહિ અને જ્યાં એક વાર મતભેદના કડવા વાયુ વહી ગયા હોય ત્યાં ફરી સુખની કે આનંદની લહરિ હોઇ શકે જ કેમ ? " શોભનાએ તર્ક ઉઠાવ્યો.

સૂર્યસિંહ આ સાંભળીને હસી પડયો. માતાના મરણ પછી આજે તે પહેલી જ વાર હસ્યો. તેણે પોતાના હાથમાંનું પુસ્તક બંધ

* વસન્તતિલકાવૃત્ત.

કરીને બાજુએ મેલ્યું અને એ જ છંદ ઉપર **શોભનાની** સાથે ચર્ચા ચલાવવાની તૈયારી કરી તે બોલ્યો: " **શોભના** ! મનુષ્યોમાં મતભેદ પડવાનો પ્રસંગ ક્યારે આવે ?"

**શોભનાએ** ઉત્તર આપ્યો: " જ્યારે એક માણસ સાચું કહે અને બીજો જૂઠું કહે ત્યારે તેઓ વચ્ચે મતભેદ પડે."

" નહિ, મતભેદની એ એક જ રીત નથી. બન્ને જૂઠું બોલે તોપણ મતભેદ પડે અને બન્ને પોતે પોતાની બુદ્ધિપૂર્વક સાચું બોલે તોપણ મતભેદ પડે. મત એ બુદ્ધિનો વ્યાપાર છે અને બુદ્ધિ જ્ઞાન તથા અનુભવના પરિપાકથી ઘડાય છે."

" એ વાત તો ખરી, પરન્તુ મતભેદ પડવાથી વૈર થાય અને પછી વૈરની જગ્યાએ સુખ ક્યાંથી આવે ?"

" સાંભળ; જેમ જેમ બુદ્ધિ જ્ઞાન અને અનુભવના પરિપાકથી ઘડાય, તેમ તેમ તેમાં પરિવર્તન થતું રહે છે. એ રીતે સંસ્કાર પામેલી બુદ્ધિનાં મતો ક્ષણે ક્ષણે બદલાય છે અને એ રીતે મતભેદનું આવરણ તૂટી જાય છે. જ્યારે મનુષ્યો એ રીતે પોતાની બુદ્ધિના શુભ સંસ્કારવડે મતભેદનું આવરણ તોડે છે, ત્યારે તેની બુદ્ધિ ઉપર સત્યનો પ્રકાશ પડે છે અને પોતાના મતભેદને માટે શરમાઈ વૈરને વિસરી જાય છે. હવે વિચાર કર કે એક વાર જ્યાં કડવા મતભેદના વાયુ વહી ગયા હોય, ત્યાં પુનઃ સુખની લહરિઓ વહેવા લાગે ખરી કે નહિ ?"

મતભેદનું આ વિવરણ સાંભળીને **શોભના** વિચારમાં પડી ગઈ. **સૂર્યસિંહ** તેની સામે એક દૃષ્ટિએ જોઈ રહ્યા. થોડી વાર **શોભનાને** વિચારમાં જ રહેવા દીધા પછી **સૂર્યસિંહે** કહ્યું : " **શોભના** ! તેવી જ રીતે આજે હું તારો એક જુનો મત બદલાવવા માંગું છું."

" મારો જૂનો મત ? "

" કહું છું. " સૂર્યસિંહ બોલ્યો, પણ તેની જીભ ઉપડી નહિ. તે કેટલીક વાર મૌન બેસી રહ્યો. શોભનાએ ફરીથી યાદ આપી એટલે તે બોલ્યો : " શોભના ! તારી અને સામંતની વચ્ચે કેટલીક ગેરસમજથી મતભેદ ઉભો થયો છે, તે શું સમજણથી દૂર થઈ ન શકે ? "

સામંત અને પોતા વિષે વાત નીકળેલી જાણીને શોભના જરા ચમકી. તેના સ્વરમાં પહેલાં જે આનંદ જણાતો હતો તે દૂર ઉડી ગયો અને તે ધીમે સ્વરે બોલીઃ "આપે કહ્યું તે પ્રમાણે તો મતભેદ દૂર થવાનો સંભવ છે ખરો. શક્યાશક્યતાની વાત આપ જાણો. "

સૂર્યસિંહ બોલ્યોઃ " શોભના ! અશક્ય કશું નથી. સામંતના મગજમાં જે ભ્રમ છે તે હું દૂર કરી શકીશ. તારા હૃદયને અનુકૂળ આવે એવી સર્વ પ્રકારની યોગ્યતા તેનામાં છે એમ તો હું કહી શકતો નથી, અને તેવી અનુકૂળતાવાળું પાત્ર તારી જ્ઞાતિમાં પણ મળવું મને સંભવિત લાગતું નથી : પરન્તુ સામંત પોતાના વહેમો અને ઉચ્છૃંખલતાવડે તને પીડાજનક ન થઇ પડે તેને માટે તો હું તજવીજ કરી શકીશ. હાલ તુરત તો તારે માટે બીજો કોઇ યુવક મને યોગ્ય જણાતો નથી. "

શોભના બોલીઃ " મહારાજ ! આપ શામાટે આટલી મનોયાતના મારે માટે વેઠો છો ? હું તો મરણસુધી કુંવારી જ રહીશ."

સૂર્યસિંહ બોલ્યોઃ " શોભના ! એમ બનવું શકય નથી. કદાચ સંભવિત હોય તોપણ કૌમાર અવસ્થામાં તું લોકાપવાદથી કાયર બની જઇશ, તારા યૌવનના રક્ષણને માટે તને બહુ ભય રહ્યા કરશે અને મારી કીર્તિને લોકાપવાદરૂપી કલંક સહન કરવું પડશે. "

" મહારાજ ! " શોભના ગદ્‌ગદ્‌ કંઠે બોલી: " મારી કૌમાર અવસ્થાનું રક્ષણ તો હું કરી શકીશ, પરન્તુ આપની કીર્તિ કલંકિત થવાનો જો આપને ભય હોય તો હું લાચાર છું. બાપુ ! આપનું મનોબળ વારંવાર કેમ ડગમગે છે ? "

સૂર્યસિંહ શોભનાના એ શબ્દો આગળ શરમાઈ ગયો. તે લજ્જાથી જરા નીચું જોઇને બોલ્યો: " શોભના ! મને મારા નિર્બળ મનને માટે ખરેખર શરમ આવે છે; પણ હું એક મજબૂત બંધનથી બંધાએલો છું અને તેથી મારા હૃદયની આહુતિ આપીને પણ તને આ રાજમહાલયમાંથી વિદાય કરવાની મને ફરજ પડશે. " એટલું બોલતાં સૂર્યસિંહની આંખમાં આંસુ આવી ગયાં. શોભના ઉપરના હેતના જુના સ્મરણપ્રસંગો મગજમાં ઉભરાઇ આવવા લાગ્યા અને તેનું હૃદય ડસડસી રહ્યું.

" બાપુ ! " અવરૂદ્ધ થતા જતા કંઠે શોભના બોલી: " આપના દુઃખનું કારણ હું થઈ પડું એમ થએલું જોવા હું માંગતી નથી. આપની આજ્ઞા હું ઇશ્વરની આજ્ઞા તુલ્ય માનીને માથે ચડાવીશ અને તેમ કરતાં જે કાંઈ દુઃખ પડશે તે પણ હું સહન કરીશ. જો આપની આજ્ઞા હોય તો એ સામંતને પણ હું મારા પ્રભુ તરીકે સ્વીકારીશ. "

" શોભના ! શોભના ! તારા હૃદયની વિરૂદ્ધ આજ્ઞા કરતાં આ જીભ ઉપડતી નથી, પરન્તુ માતુશ્રીએ મરતી વખતે મને કરેલી આજ્ઞાએ મને લાચાર બનાવી મેલ્યો છે. હું નિઃસહાય છું. હું શું કરૂં ? માતુશ્રીએ મને કહ્યું હતું કે તારા હિતને માટે હું તને આવી આજ્ઞા કરૂં છું, પરન્તુ હા, તેમણે મારા દેહનું જેટલું હિત વિચાર્યું તેટલું મારા હૃદયનું હિત ન વિચાર્યું ! એક વાર લોકાપવાદની દર-

કાર વિના જગતની નીતિને બાજુએ ફેંકી દઇને મેં તને મારી નજર આગળથી દૂર કરવાની સ્પષ્ટ ના કહી હતી, તે જ હું આજે તને માતાની આજ્ઞાથી દૂર કરવાને તૈયાર થયો છું-ઘાતકી બન્યો છું ! શોભના ! આ બનાવ મારી જીંદગીસુધી મને સાલશે ! જગતની નીતિને માન્ય રાખીને બે હૃદયોને દગો દેવાનું ભયાનક કાર્ય શું મારા સ્મૃતિપટમાંથી દૂર થઇ શકશે ?” સૂર્યસિંહનું હૃદય રડી ઉઠ્યું. આંખોની આડે હાથ દાબીને તે કેટલાક વખત સુધી રડ્યો. એ બધો વખત શોભના પુસ્તકમાં મ્હોં ઘાલીને ઓઢણીનો છેડો ભીંજવી રહી હતી.

કેટલીક વાર પછી બન્નેનાં હૃદયોને કાંઇક શાન્તિ મળી. શોભના પોતાની સામે પોતાને માટે ચિતા રચેલી તૈયાર હોય તેવું જોવા લાગી, પરન્તુ પોતાના પાલકની આજ્ઞાને—તેના સુખની ખાતર તેમ જ તેને રાજમાતાના બંધનમાંથી મુક્ત કરવાની ખાતર-પાળવી તે કાર્ય, શોભનાને પોતાના દેહની જીવનયજ્ઞમાં આહુતિ આપવા કરતાં વધારે અગત્યનું લાગ્યું. સામંત અને પોતા વચ્ચેનો સ્વભાવવિરોધ દૂર થઈ શકે ખરો એમ શોભના સૂર્યસિંહના ઉપદેશથી હવે માનવા લાગી હતી. સૂર્યસિંહે તેટલા માટે સામંતને સમજાવવાનું માથે લીધું હતું. શોભનાના મનને એ એક પ્રકારનું આશ્વાસન માત્ર હતું. વસ્તુતઃ એ સ્વભાવવિરોધ કાયમ રહે કિંવા દૂર થાય, પોતાને સુખ મળે કિંવા દુઃખ મળે, પોતે જીવે કિંવા અકાળે મરણ પામે તેની કશી પરવા હવે શોભનાને રહી નહોતી. તેને મન સૂર્યસિંહની આજ્ઞા એ જ પ્રભુની આજ્ઞા હતી અને હવે શિરપર પડનારાં સર્વ દુઃખો વેઠી લેવાને તે સર્વાંશે તૈયાર થઇ ગઇ હતી.

તે બોલી: "બાપુ! આપ જરા પણ દુઃખી થશો નહિ. મનુષ્યનું ભાગ્ય કોઇ પણ રીતે મિથ્યા થઈ શકતું નથી, મારૂં ભાગ્ય હશે તો એ જ સામંત મને સ્વર્ગ કરતાં પણ અધિક સુખ આપી શકશે અને મારૂં ભાગ્ય નહિ હોય તો કોઈ રાજાને ઘેર પણ હું દુઃખ પામીશ. માટે આપ નિશ્ચિંત રહો અને માતુશ્રીની આજ્ઞાનું યથોચિત પાલન કરો."

"શોભના! તું ખરેખર દેવી છે! તારામાં જે ધૈર્ય છે તે મારામાં નથી! સામંત તને સુખકારક નીવડે એવો મારો આશીર્વાદ છે. તમારા સ્વભાવમાં જે વિરોધ છે તે અને તારા હૃદયને સમજી શકવાનું સામંતમાં સામર્થ્ય નથી એ વાત મને બહુ સાલે છે; છતાં હજી મને મારા થોડા પ્રયત્નમાં કાંઈક આશા છે અને એ પ્રયત્નને અંતે હું તારે માટે સુખની સામગ્રી તૈયાર કરી શકીશ કે નહિ તે કહી શકતો નથી, પરન્તુ દુઃખમાંથી બચાવી લેવાની ધારણા તો રાખું છું! પ્રભુ મારા તે પ્રયત્નને સફળ કરે એવી આશા રાખીને તને માત્ર આશ્વાસન આપવા ઉપરાંત આ સૂર્યસિંહ કશું વધારે કરી શકે તેમ નથી, શોભના!"

* * *

દિવસે દિવસે શોભનાનું હૃદય ભાવી કષ્ટને ભોગવવાને વધારે કઠિન બનતું જતું હતું. હરકોઇ આપત્તિ કિંવા દુઃખ ભોગવવાનું એક વાર નિશ્ચિત થયા પછી માણસનું મનોબળ તે ભોગવવાને પ્રકટ થતું જાય છે, તેવી જ રીતે શોભનામાં હવે ધૈર્ય પ્રકટ થવા લાગ્યું. સામંતના સ્વભાવને અનુકૂળ બની જવાને પોતે કેવી રીતે વર્તવું, તેની સેવા કેવી રીતે કરવી, તેને આનંદ કેવી રીતે આપવો, સ્વભાવ-વિરોધના પૂર્વે બનેલા પ્રસંગોને કેવી રીતે વિસારી દેવા

અને પરસ્પર પ્રેમવૃત્તિ કેવી રીતે જાગૃત કરવી તેના અનેક વિચારો કરીને પતિ સાથે વર્તવાનો કાર્યક્રમ તેણે મનમાં ગોઠવી રાખ્યો. સ્રીધર્મનાં પુસ્તકો વાંચવાથી જે જ્ઞાન તેને મળ્યું હતું તે જ્ઞાનનો ઉપયોગ કરીને જે સંસાર કડવો નીવડવાનો સંભવ છે તેને મધુર બનાવવો એવો નિશ્ચય **શોભના**ના હૃદયમાં પ્રકટ થયો અને ધીમે ધીમે એ નિશ્ચય પ્રતિની તેની આસ્થા વધવા લાગી. આ પ્રમાણે તેનું મન દૃઢ બનતું જતું હતું ખરૂં, તોપણ તેના વદન ઉપર છવાએલો વિષાદ તો **સૂર્યસિંહ**ને એકસરખો જ દેખાતો હતો.

છેવટે **શોભના**નું લગ્ન **સામંત** વેરે અગાઉથી નક્કી કરી રાખેલી તિથિએ જ કરી નાંખવાની વાત જાહેર થઇ. **શોભના** રમાની માનીતી દાસી કહેવાતી હતી અને **સૂર્યસિંહ**ની તો તે માનીતી સહચરી હતી જ. માતાના મરણનો શોક હોવા છતાં **સૂર્યસિંહે** મોટી ધામધુમથી લગ્ન કરવાની વરદી આપી. **સામંત**ને **સૂર્યસિંહે** પોતાના પરિચયમાં વધારે ને વધારે રાખવા માંડયો અને પ્રસંગવશાત્ તેને બોધ આપવા માંડયો. સ્રીપ્રતિના ધર્મો સમજાવવાને તેણે તેને કેટલાંક પુસ્તકો પણ વાંચવા આપ્યાં અને જેમ બને તેમ તે **શોભના**માં રહેલા જવાહીરની કીંમત સમજતો થાય તેટલા માટે તે પ્રયત્ન કરવા લાગ્યો.



# પ્રકરણ ૫ મું.

## સામંતને બોધ.

कर्पूरधूलीरचितालवालम् ।
कस्तूरिकाकुंकुमलिप्तदेहः ॥
सुवर्णकुम्भैरभिसिञ्च्यमाना ।
निजं गुणं मुञ्चति किं पलाण्डुः ॥

અર્થ—કપૂરના ખાતરથી ક્યારો બનાવ્યો હોય અને કસ્તુરી તથા કુંકુમનો લેપ કરીને વાવી હોય, તે ઉપર સોનાના લોટાથી પાણી પાયું હોય તોપણ ડુંગળી પોતાનો ગુણ કેમ છોડે?

આજે શોભનાના લગ્નનો દિવસ હતો. રાજમાતાના મરણના શોકને વિસારીને સૂર્યસિંહે શોભનાના લગ્નપ્રસંગે જેવો ઉત્સવ કરવો જોઇએ તેવો ઉત્સવ કરવાની પરવાનગી આપી હતી. તે કહેતો: "મારૂં પાળેલું પંખી પોતાના મધુર શબ્દોથી મને જે આનંદ આપતું હતું તે આનંદ જોકે હવે બંધ થશે, તોપણ અત્યારસુધી તેણે મને જે આનંદ આપ્યો છે તેના બદલામાં તેના આ આનંદને પ્રસંગે હું સર્વત્ર શોક છવરાવું તે તો કૃતઘ્નતા લેખાય; માટે એ બિચારી મારા રાજમહાલયના આંગણામાં આ ઉત્સવને દિવસે ભલે મ્હાલવું હોય તેટલું મ્હાલી લે!"

તે રાત્રિએ લગ્નક્રિયા થઈ ચૂકી. જે કાર્ય કરતાં પહેલાં સેંકડો વિચાર થયા હતા, અનેક મગજો ગુંચાતાં હતાં, કાર્ય અને અકાર્યની વિચારણામાં અનેક જણ ચલવિચલ થતા હતા અને અશ્રુજળનાં અનેક ઝરા પણ વહ્યા હતા, તે કાર્ય થોડા જ સમયમાં થઇ ચૂક્યું! જે સૂર્યસિંહે એ બાળાને અન્યના હાથમાં નહિ સોંપ-

વાનો અનેક વાર નિશ્ચય કર્યો હતો અને અનેક વાર નિશ્ચય ફેરવ્યો હતો, જે સૂર્યસિંહને શોભનાના આત્મવિકાસની ઘણી મોટી આશા હતી, જે સૂર્યસિંહને એ બાલિકા નાની હતી ત્યારથી જ તેના ભાવી વિયોગની ચિંતા થયા કરતી હતી, તે સૂર્યસિંહે જ સ્વહસ્તે શોભનાને પરાયા હાથમાં સોંપી દીધી-સૂર્યસિંહે જ તેનું કન્યાદાન આપ્યું ! હૃદયને દબાવી રાખીને પણ તેણે લોકાપવાદનો વિજય થવા દીધો. તે રાત્રિએ તેને બિલકુલ નિદ્રા આવી નહિ. આખી રાત શોભનાની દીન મૂર્તિ તેની ચક્ષુ સમીપેથી ખસી નહિ.

બીજા દિવેસના પ્રભાતમાં શોભનાને તેને પતિગૃહે મોટી ધામધુમ સાથે વિદાય કરવાની તૈયારી થઇ. પિતાનું હેત શોભનાને મળી શકયું હતું-સૂર્યસિંહે જ એ સ્થાન સાચવ્યું હતું, પરન્તુ માતાના હેતથી એ બાળા વંચિત રહી હતી. પિતૃગૃહથી પહેલી વાર પતિગૃહે જવાનો સમય એક નવોઢાને માટે ગમે તેટલો આનંદદાયક હોય-સુખકારક હોય-મનભાવતો હોય, તથાપિ સ્ત્રીજીવનમાં એ એક ક્ષણ એવી હોય છે કે તે સામાન્ય રીતે તેના હૃદયને શોકાન્વિત કર્યા વિના રહેતી નથી. કૌમારાવસ્થામાં જ કાંઇ સ્ત્રીજીવનનું સર્વ સુખ સમાએલું નથી એવું લગભગ સઘળી સ્ત્રીઓ જગતમાં માને છે, અને તેથી પરિણીત જીવનની આવશ્યકતા તથા તેમાં રહેલું ઐહિક-આમુષ્મિક સુખ પણ તેઓ સમજે છે; છતાં એ સુખદ્વારમાં પગલું મેલતાં હૃદય શોકાતુર શામાટે થવું જોઇએ ? આ વિલક્ષણ પ્રશ્ન સૌ કોઇ પોતાના હૃદયને પૂછે છે, છતાં પોતા ઉપર એવો પ્રસંગ આવતાં તેમનો શોકભાર ઉભરાયા વિના રહેતો નથી ! સ્ત્રીજીવનના બે વિભાગમાંનો પહેલો વિભાગ પૂરો કરીને એકાએક-માત્ર એક જ ઘટિકામાં બીજા વિભાગમાં પ્રવેશ કરવો એટલું જ નહિ

પણ એ નવા વિભાગની ફરજોને સત્વર ઉપાડી લઇને તેમાં વિજય મેળવવો એ દુર્ઘટ કાર્ય હાથમાં લેતાં અને પૂર્વાશ્રમનાં સંબંધીઓનો હવે ત્યાગ કરવો પડશે એ કલ્પના આવતાં ઉભય સ્થિતિની પરસ્પર તુલના હૃદયને શોકાતુર કરે એ સ્વાભાવિક જ છે. માત્ર થોડીએક ઘટિકાઓ પછી પોતાને જે નવા જીવનમાં પ્રવેશ કરવાનો હતો, તે માટે હર્ષ કરતાં શોકની લાગણી શોભનાના હૃદયમાં વિશેષ પ્રબળતાથી વર્તતી હતી. પતિગૃહે સુખ મળશે કે દુઃખ મળશે એ પ્રશ્ન તેના મગજમાં વિશેષ રમતો હતો, તથાપિ પોતાના કૌશલ્યથી પોતે પતિને અનુકૂળ રહી તેની પાસેથી સુખ મેળવશે એવી તેને આશા હતી—આત્મવિશ્વાસ હતો અને તેથી તે કાંઇક ઉમંગમાં હતી, તોપણ જે પ્રકારના જીવનમાં તેણે અત્યારસુધીનો કાળ ગાળ્યો હતો, તે પ્રકારના જીવન કરતાં આ નવું જીવન તેને અપ્રિય હતું અને તેથી જ તે શોકભારમાં વિશેષ દબાએલી હતી. પરન્તુ તેની આ આંતર્ ભાવના બહારથી—તેના વદન ઉપરથી કોઇ કળી શકતું નહિ. તે સસ્મિત વદને મહાલયની સમવયસ્ક દાસીઓ સાથે બોલતી ચાલતી અને આનંદ દર્શાવતી; તેમની ટોળમાં—મજાકમાં ભાગ લેતી અને પોતાના હૃદય ઉપરનો ભાર કળાવા દેતી નહિ.

થોડી વાર પછી પતિની સાથે રથમાં બેસીને તેણે 'પોતાને' ઘેર જવાનું હતું. જેમ જેમ સૂર્ય ચડતો ગયો તેમ તેમ એ સમય વધારે ને વધારે નજીક આવતો ગયો. એક વૃદ્ધ ખવાસણે આવીને તેને કહ્યું: "બેટા શોભના! હવે બહુ વાર નથી. તારે તારી બ્હેનપણીઓને મળવું હોય તો મળી લે અને તેમની રજા લે, અને પછી રાજા રાણીને પગે લાગી આવીને તૈયાર થા. ગોર આવી ગયો છે અને ક્યારનો ઉતાવળ કરી રહ્યો છે."

આ સૂચના સાંભળતાં શોભનાને મોટો ધ્રાસ્કો પડયો. 'રમા' પાસે જતાં પોતાનો પગ કેવી રીતે ઉપડશે તેનો તેને મોટો વિચાર પડયો. રમાના હૃદયની શંકાથી જ પોતાને આ અણગમતા જીવનમાં પ્રવેશ કરવો પડયો છે એ તે જાણતી હતી. રમાએ જ પોતાને આ દુ:ખમાં ઝીકી હતી એવું તે સમજતી હતી. પોતાની માતૃવત્ રાણી પાસે જઇને તેને પગે પડી રજા માંગવી તેમાં શોભનાને મન કશો સંકોચ, ગર્વ કે વૈર નહોતું, પરન્તુ કોણ જાણે રમાના ભયથી, તેની કરડી આંખોના સ્મરણથી કે કોઇ બીજા કારણથી તેની પાસે જવાને તેનું હૃદય આનાકાની કરવા લાગ્યું. તે સત્વર ઉઠી અને એકે એક ખંડમાં ફરીને મહાલયમાંની સઘળી દાસીઓ પાસે જઇ તેમની પાસે સ્નેહનાં આંસુ પાડી છૂટા પડવા માટે રજા માંગી. પછી તે સૂર્યસિંહની પાસે ગઈ. તેની સાથેની બીજી બે દાસીઓ બહાર જ ઉભી રહી અને શોભના એકલી સૂર્યસિંહ વિચાર કરતો એક વિરામાસન પર પડયો હતો ત્યાં જઇને તેના ચરણમાં લોટી પડી ! સૂર્યસિંહ એકદમ ઉભો થઈ ગયો અને દૂર ખસ્યો. પાસે ઉભો રહીને તે બોલ્યો: " શોભના તું જાય છે ? "

શોભનાની આંખોમાં ચોધાર આંસુ: વહ્યાં જતાં હતાં. તેનો કંઠ ભરાઇ ગયો હતો. તે નીચે બેઠી હતી અને સૂર્યસિંહ તેની પાસે ઉભો હતો. તે બોલ્યો: "શોભના ! આ મંગળ પ્રસંગે આંસુ પાડવાં ઉચિત નથી. તું સુખેથી પતિગૃહે જા. મારો આશીર્વાદ છે કે તું સુખી થઇશ ! "

" બાપુ ! મને આપનો આશીર્વાદ ફળો ! " તેનામાં હવે બોલવાની હીંમત આવી: " હું જઉં છું. આપે મને દુઃખ આપ્યું છે કે હું અસંતુષ્ટ રહી છું, એવી જરા પણ શંકાને આપના ચિત્તમાં

સ્થાન ન આપશો. આપે મારામાં જે સંસ્કારો દાખલ કર્યા છે તેના પ્રભાવે હું હમેશાં સુખી અને સંતુષ્ટ જ રહીશ. આપે મારૂં હિત જ કર્યું છે અને તે માટે આપ મારી સ્થિતિ સંબંધે સ્વલ્પ પણ અસંતોષ ન રાખશો એવી મારી ઋજુતાભરી પ્રાર્થના છે." એટલું કહીને શોભના શાન્ત રહી.

સૂર્યસિંહની આંખમાં આંસુ ઝમી આવ્યાં, પરન્તુ તે તેણે બળાત્કારે ખાળી રાખ્યાં. પોતાનાં આંસુ જોઇને શોભના વિશેષ દુઃખ પામશે, એમ માનીને તે હૃદયને શાંત રાખીને બોલ્યોઃ "શોભના ! તારા શબ્દો મને આશ્વાસન આપે છે ખરા પરન્તુ મારા હૃદયમાંથી એટલો કંટક તો દૂર નહિ જ થાય કે માત્ર જગત્‌ની નીતિને વશ રહીને અને માતાની છેવટની આજ્ઞાને માન્ય રાખીને મેં તને અણ-ગમતા સંસારમાં ધકકેલી દીધી છે ! એ સંસાર હવે તેને સુખપ્રદ નીવડે એટલી જ મારી અભિલાષા અને પ્રભુપ્રાર્થના છે."

"પ્રભુ એ પ્રાર્થના અવશ્ય સાંભળશે." શોભનાએ હૃદયનો ઉભરો શમાવતાં અને આંખમાંથી આંસુ લૂછતાં કહ્યુંઃ "બાપુ ! હવે હું રજા લઉં છું."

"રમાની પાસે ગઇ હતી ?"

"ના, હજી ગઇ નથી, પણ હવે જવાની છું. મેં તેમને બહુ દુઃખ દીધું છે અને હું તેમની પાસે જઇને અવશ્ય તેમની માફી માંગીશ; પરન્તુ મહારાજ ! ખરૂં કહું તો ત્યાં જતાં મારો પગ ઉપડતો નથી."

"તું તેની પાસે જાય તો મને વાંધો નથી કે ન જાય તો તે માટે આગ્રહ નથી." સૂર્યસિંહે વિરકતપણે કહ્યુંઃ "જા, શોભના ! તને હવે રજા છે અને તે સાથે મારો આશીર્વાદ છે." શોભના

ઉઠી, એક વાર પુનઃ પોતાની દયાર્દ્ર નજર સૂર્યસિંહ તરફ કરીને તે બહાર ચાલી ગઈ.

રમા પાસે જતાં જોકે શોભના ડરતી હતી, તોપણ આ વખતે તેણે હિંમત અને ઔદાર્ય ધારણ કર્યાં. રમાએ પોતા પ્રત્યે ગમે તેવું વર્તન ચલાવ્યું હતું, તોપણ તે જ પોતાની પાલક માતા સરખી હતી શોભના ભૂખે મરતી અનાથ બાલિકા હતી તે વખતે તેણે જ શોભનાને પોતાની પાસે રાખી સ્નેહ અને મમતાથી ઉછેરી હતી, એટલુંજ નહિ પણ એવીજ ઉદાર દૃષ્ટિથી તે તેને પોતાની સાથે ભદ્રપુરમાં પણ લાવી હતી. પોતાનો જે કાંઇ ઉદય થયો તે રમાની માયાળુતાને જ આભારી હતો અને એવા ઉપકારને વિસરી જવાની કૃતઘ્નતા શોભના કરી શકી નહિ. જોકે પાછળથી રમાની દૃષ્ટિમાં અસૂયા જાગૃત થતાં તેની પૂર્વની માયાળુતા એકાએક ક્રૂરતાના રૂપમાં બદલાઇ ગઇ હતી, તોપણ તેટલા માટે તેના ઉપકારનું મૂલ્ય શોભનાને મન ઓછું નહોતું. તે રમાની પાસે ગઇ, અને તેને પગે લાગીને તેની સમીપે ઉભી રહી બોલીઃ "બાઈસાહેબ! હું જઉં છું."

"બહુ સારૂં બ્હેન! જા સુખી થશે." રમાએ ઔપચારિક શબ્દો કહ્યા.

"કેટલીક ગેરસમજ અને મૂર્ખાઇથી મેં તમને બહુ દુઃખ દીધું છે, અને તેથી અત્યારે મને પસ્તાવો થાય છે. હું તમારી ક્ષમા માંગું છું."

"પસ્તાવો થતો હોય તો હજી તારા વર્તનવડે તે તું બતાવી શકીશ. આ મહાલયમાં તારે ઘણી વાર આવવાનું થશે અને તે વખતે હું જોઇ શકીશ કે એ પસ્તાવાએ તારા મન ઉપર કેવી અસર કરી છે." રમાએ ગંભીરતાથી કહ્યું.

શોભનાનું હૃદય ચરચર બળવા લાગ્યું. રમાની આંખોમાં ભરાએલી શંકા અને અસૂયા હજી પણ દૂર થઇ શકી નથી એ તેણે એ શબ્દો ઉપરથી સ્પષ્ટ જોયું અને તેના મનમાં આવ્યું : " ત્યારે હજી પણ આ મહાલયમાં પગ મેલતાં ભય રહેલો છે ખરો ! ઓ પ્રભુ ! " એક નિઃશ્વાસ નાંખીને તે બોલીઃ "બાઇસાહેબ ! પ્રભુની કૃપાથી હું આપને મારા વર્તનવડે સંતોષ આપીશ."

"તે હું જોઇશ. ઠીક, તને મુંઝવણ આવે કે કોઇ વસ્તુની જરૂર પડે તો મને કહેજે હોં ! જા, સુખી થજે."

શોભના એ આશીર્વાદને શિરે ચડાવી, પુનઃ રમાને પગે પડી, ચાલી ગઇ. થોડી વારમાં ગોરે સઘળો વિધિ પતાવી દીધો અને તે સામંતની સાથે આવીને રથમાં બેઠી. ખવાસણો ઉમળકાભર્યાં ગીતો ગાતી તે નવદંપતીને સ્વગૃહે પહોંચતું કરી મહાલયમાં પાછી ફરી. તેમાંની એક ખવાસણે રમાને કહ્યુંઃ " બાઇસાહેબ ! સાસરે જતાં સૌને રડવું આવે, પણ શોભના તો જરાએ રડી નથી હોં ! શી ખબર, અહીં તો તે બહુએ રડતી હતી, તે ઢોંગ કરતી હશે ? " રમા કશો ઉત્તર નહિ આપતા મૌનપણે સાંભળી રહી.

* * *

રાત્રિનો વખત છે. એક પ્રહર રાત્રિ વીતી ગઇ છે. સર્વત્ર શાંતિ વિસ્તરી રહી છે. ભદ્રમુખ આગળ સમુદ્રમાં રેડાતાં નદીનાં નીરના ધ્વનિ સિવાય સર્વથા શાન્તિ છે. યાત્રાળુઓ કોઇ જોવામાં આવતા નથી, તેથી હોડીઓના માલેક ખારવાઓ પણ ઘેર જઇને નિરાંતે સુઇ રહ્યા છે. કેટલેક દૂર એક તાપણું સળગી રહ્યું છે પણ તાપણાના અજવાળામાં કોઇ જોગી કે બાવાની છત્રી કિંવા રાવટીનું દર્શન થતું નથી.

આ સમયે સાગર અને સરિતાના સંગમ આગળ બાંધેલા ઘાટની નિકટમાં સૂર્યસિંહ અને સામંત આમ તેમ ફરી રહ્યા છે અને બન્ને વચ્ચે કાંઇ વાતચીત ચાલી રહી છે. સૂર્યસિંહનું કથન સામંત પ્રત્યે વિશેષ વખત સંભળાય છે, ત્યારે સામંત તો ભાગ્યે જ વચમાં કોઇ કોઈ વાર પ્રશ્ન કરે છે.

સૂર્યસિંહ બોલ્યો: "જો સામંત! આજથી તું કેવળ નવા જીવનમાં પ્રવેશ કરે છે. આજસુધી તારાં અનેક સગાંઓ અને સંબંધીઓ વિદ્યમાન હોવા છતાં સંસારમાં વસ્તુતઃ તું એકલો હતો, પરન્તુ આજથી હવે તું એકલો રહ્યો નથી, પરન્તુ તારી સાથે તારી સહધર્મિણીનો યોગ થયો છે. તું હવે બાળક નથી; સહધર્મિણી પ્રત્યેની ફરજો તું સારી પેઠે સમજે છે; શોભનાને અને તને સારા સંસ્કારોમાં–મારી નજર તળે ઉછેરવાની મેં અગત્ય વિચારી છે, તે એવા હેતુથી કે ઉભય એકમેકનાં હૃદયો સમજી શકો, ઉભય સમાન સંસ્કારવાળાં બનો, અને પછી સંસારમાં સાથે વિચરીને સંપૂર્ણ સુખનો અનુભવ કરી શકો. સામંત ! આજે મેં તારી કોટે જે રત્ન બાંધ્યું છે તે રત્નનું મૂલ્ય સમજનારો તું ઝવેરી બને એવી હું આશા રાખું છું."

"બાપુ ! ઇશ્વર આપની આશા સફળ કરશે." સામંતે ટૂંકો જવાબ આપ્યો.

"આમાં ઇશ્વર ઉપર આધાર રાખવા કરતાં તારા પોતા ઉપર આધાર રાખવા જેવું વિશેષ છે. તું એટલું તો સમજતો હોઇશ કે તારો અને શોભનાનો જન્મ એક એવી જ્ઞાતિમાં થયો છે કે જે જ્ઞાતિથી વિદ્યા, નીતિ, વિનય અને સુસંસ્કાર હમેશને માટે રીસાઇ બેઠાં છે, છતાં વિદ્યાથી વિનયાદિ ગુણો તથા સંસ્કારોનો પ્રવેશ

થાય છે એવું વિદ્વાનોએ કહ્યું છે તેથી મેં તને અને શોભનાને વિદ્યાનો પરિચય કરાવ્યો છે–"

સામંત વચમાં બોલ્યોઃ "તે હું જાણું છું, બાપુ ! આપે મને ભણાવીને મારા પર મોટો ઉપકાર કર્યો છે, પરન્તુ સ્ત્રીઓને કાંઇ ભણવાની જરૂર હોતી નથી; તેમને ક્યાં વાંચવા લખવાનો ધંધો કરવો છે ?"

સૂર્યસિંહે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. સામંતને ભણાવેલી વિદ્યાની નિષ્ફળતાના પ્રથમ અંધકારનું તેને દર્શન થયું. સામંત ભણ્યો હોવા છતાં તેના વિચારો તો હજી પૂર્વની પેઠે સંકુચિત જ રહ્યા છે એવું સૂર્યસિંહ સ્પષ્ટ સમજી શક્યો; છતાં તેણે પોતાની એ નિ-રાશા સામંતના જાણવામાં આવવા દીધી નહિ. સૂર્યસિંહ બોલ્યોઃ "સામંત ! એ તું ભૂલ કરે છે ! સ્ત્રીઓને લખવા વાંચવાનો ધંધો કરવાનો નથી પરન્તુ ભણવાથી તેઓ પુસ્તકો વાંચવાની યોગ્યતા મેળવી શકે છે અને પુસ્તકોમાં જે અનેક પ્રકારની વિદ્યા ભરેલી હોય છે તે વિદ્યા તેમને મળી શકે છે. એ રીતે સ્ત્રીઓ વધારે ચતુર, ડાહી, સમજણી, પતિને સંતોષ આપનારી અને પોતાનાં બાળ-કોને સારા સંસ્કારવાળાં બનાવી શકે ખરી કે નહિ ?"

સામંત હસીને બોલ્યોઃ "એ તો ખરૂં, બાપુ ; પણ ભણ્યા વિનાની સ્ત્રીઓ કાંઇ મૂર્ખ હોતી નથી."

"પણ ભણેલી સ્ત્રી હોય તો પુરૂષને પોતાના કામમાં વધારે મદદ મળે કે નહિ ? માન કે કચેરીમાં એક સારી કારકુનની જગ્યાએ તારે લખવાનું ઘણું કામ આવ્યું હોય. ઓફીસમાં બેસીને તારાથી કામ પૂરૂં ન થઇ શકે અને તું તે કામ ઘેર લઇ જાય, તો તને શો-ભના લખવામાં મદદ કરે ખરી કે નહિ ?"

સામંત હસી પડયો અને બોલ્યો: "બાપુ! આપ તો બહુ દૂરની વાતો કરો છો.!"

"ઠીક, હવે એ વાત જવા દે. સ્ત્રીઓ ભણવાથી ડાહી થાય છે અને સતીઓ વગેરેનાં જીવનચરિત્રો વાંચીને તથા પતિભક્તિ ઉત્તમ પ્રકારે શીખીને પતિને પ્રભુ માની તેને સંતોષ આપી શકે છે. પતિના સુખમાં સુખ અને દુ:ખમાં દુ:ખ સમજીને એકનિષ્ઠ રહેવું એ ગુણો ભણેલી અને ઉંચા સંસ્કારની સ્ત્રીઓમાં જેટલા હોય છે તેટલા અભણ સ્ત્રીઓમાં હોતા નથી, અને તેથી જ અભણ પતિ પત્નીના ગૃહમાં કેવા કલહો થતા જોવામાં આવે છે તે તું જુએ છે."

"ભણેલી સ્ત્રીઓ પણ ઘણીએ વાર કંકાસીયણ હોય છે. અમારી નિશાળમાં જે હમણાં નવા માસ્તર આવ્યા છે તેમની સ્ત્રી ભણેલી છે પણ છોકરાઓ કહે છે કે તેમને ત્યાં રોજ લઢવાડ થાય છે." સામંતે સામી દલીલ રજુ કરી.

"સામંત! દુનિયામાં દાખલા તો બધાએ બાજુના મળે, પણ તેથી કાંઇ વિદ્યાના લાભની અવગણના કરી શકાય નહિ. જો વિદ્યા સર્વોપરિ ન હોય, તો આજે આપણા ઉપર અંગ્રેજ લોકો રાજ્ય કરી શકે નહિ; તું એમ તો નહિ જ કહે કે વિદ્યા નિરર્થક છે."

"ના, વિદ્યા સારી છે: હું તો માત્ર એટલું જ કહું છું કે સ્ત્રીઓને કાંઇ વિદ્યાની બહુ જરૂર પડતી નથી. છતાં સ્ત્રી ભણેલી હોય અને તે સાથે સમજુ, શાંત અને સુશીલ હોય તો તેવી સ્ત્રી અભણ સ્ત્રી કરતાં વધારે સારી કહેવાય." છેવટે સામંતે ન્યાય આપ્યો.

"યથાય કહ્યું. હવે હું તને એવું કહેવા માંગું છું કે જે ગુણો હમણાં તે કહ્યા, તે ગુણો શોભનામાં સર્વ રીતે વિકાસ

પામેલા છે. તે ભણેલી છે, સમજુ છે, શાંત છે અને સુશીલતામાં અદ્વિતીય છે એમ હું હિંમતથી કહી શકું છું. ”

“હશે, બાપુ ! ”

સૂર્યસિંહ જરા થોભ્યો અને વિશેષ ગંભીર બનીને બોલ્યો: “સામંત ! હું આ શાંત અને એકાન્ત સ્થળે તને એક ખાસ હેતુપૂર્વક લાવ્યો છું હું જાણું છું કે શોભનાના સ્વભાવ અને વર્તન કેટલાક પ્રકારની શંકાઓ ધરાવે છે. તું એમ માને છે કે સંબંધે તું શોભના અનીતિમાન બાળા—”

આ પ્રકરણ નીકળેલું જોઇને સામંત થરથર્યો. રાજાના જાણુવામાં આ વાત આવી છે અને પોતે સાવધાનીથી જવાબ નહિ આપે, તો રાજા ગુસ્સે થશે, એવું તેના મનમાં આવ્યું. તે વચમાં બોલ્યો: “ ના બાપુ ! મેં કોઇને પણ એવું કહ્યું નથી. ”

“ જો સામંત ! તું મનમાં જરાએ ભય રાખીશ નહિ. મને અત્યારે તારો રાજા નહિ માનતાં એક મિત્ર સમજીને જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછ. તેં એક વાર શોભનાને ધમકાવી હતી એવી ખબર મને મળી છે, અને તે વખતે તું એવું માનતો હતો કે શોભના સુશીલ નથી. સામંત ! હજી પણ તું જો એવું માનતો હોય તો મને સ્પષ્ટ કહી દે, હું તારા મનનું સમાધાન કરીશ. ”

“ ના બાપુ ! હું એવું નથી માનતો. ” સામંતનો ગભરાટ દૂર થયો નહિ. તેણે એ જવાબ ગભરાટમાં જ આપી દીધો.

“ સામંત ! હું તને એક વાર ફરીથી કહું છું કે આ ક્ષણે હું તારો રાજા છું એ તું વિસરી જા, અને નિર્ભય બનીને મારી સાથે વાતચીત કર. શોભનાના મારી સાથેના અતિપરિચયથી તું તેને દુઃશીલ માને, તે માટે હું તને દોષ આપતો નથી, કારણકે

હું સમજું છું કે જનસમાજે મનુષ્યવૃત્તિ ઉપર જે સંસ્કારો પાડ્યા છે તે સંસ્કારોથી તું મુક્ત નથી. પરન્તુ સામંત! શોભના એક દૈવી પ્રાણી છે. જનસમાજથી, તેના સંસ્કારોથી અને તેના વિચારોથી તે અનભિજ્ઞ છે અને તેથી બાહ્યાચારના પરિપાલનમાં તારી દૃષ્ટિએ તને જે કાંઇ દોષો માલુમ પડ્યા હોય તે સઘળા શોભનાના મનના—આત્માના દોષો છે, એમ તું માનીશ નહિ. શોભના એક કાચા સુવર્ણના ઢગ સમાન છે. તેને જગતના સ્થૂળ સંસારનો તાપ હજી લગાડવામાં આવ્યો નથી અને તેથી તે તને સુંદર–તારી મનોવૃત્તિને અનુકૂળ સૌંદર્યવતી–નહિ લાગતી હોય, પરન્તુ સંસારના આતાપ આગળ તે કાચું સોનું ઉંચા કુંદનની પેઠે પ્રકાશી નીકળશે એવી મારી ખાત્રી છે, અને અનુભવથી તારી પણ તેવી ખાત્રી થશે. પણ મારી ઇચ્છા એવી છે કે સંસારના તાપથી એ કાચા સુવર્ણને પીગાળીને કુંદન બનાવવામાં આવે, તે કરતાં તે કાચું સુવર્ણ જ રહે અને સંસારની શીળી–મીઠી વાયુલહરિઓ તેના ઉપર થઇને ધીમું ધીમું નૃત્ય કરતી વહન કરતી જાય, એ દૃશ્ય મને વધારે રૂચિકર લાગે છે. તેને કુંદન બનાવવાથી કદાચ અલંકારપ્રિય તારા જેવા પતિને સુખ મળશે, પરન્તુ તેને કાચું સોનું રહેવા દેવાથી સૃષ્ટિના અલંકાર રૂપે તે જે શોભા અર્પે છે, તે શોભાનો તો તેથી નાશ જ થશે! સામંત! એ કાચા સુવર્ણનો ઢગ મેં તને સોંપ્યો છે. તે શુદ્ધ કુદરતી સુવર્ણ છે–કોઇ પણ પ્રકારના અનિષ્ટ વિકારથી રહિત છે. તે ઢગ તેને જોનાર પ્રત્યેક જનને આનંદ આપે, તો તેથી તું ઇર્ષાયુક્ત થઇશ નહિ, વ્હેમાઇશ નહિ અને તેનું મૂલ્ય જરા પણ ઓછું સમજીશ નહિ."

સૂર્યસિંહ જરા થોભ્યો. સામંત સમજ્યો કે તે પોતા તર-

ક્ના ઉત્તરની અપેક્ષા રાખે છે. તે બોલ્યોઃ "આજે મને બહુ ઉપયોગી બોધ આપ્યો."

પરન્તુ સૂર્યસિંહ ઉત્તર મેળવવા માટે થોભ્યો નહોતો. સામંતે આપેલો ઉત્તર તેણે સાંભળ્યો પણ નહિ. તેની ચિત્તવૃત્તિની સમક્ષ શોભનાના સદ્‌ગુણોની અલૌકિક મૂર્તિ નૃત્ય કરી રહી હતી અને તે નૃત્યનું વર્ણન જ પોતે સામંતને કહી સંભળાવવામાં લીન બની ગયો હોય તેવી રીતે આગળ બોલ્યોઃ "અને સામંત! શોભનાને જો તુ વિકારથી ભરેલી પૂતળી માનતો હોય તો હુ તારી ભૂલ તને બતાવી આપીશ. તે મારી પુત્રી હતી અને હજી પણ તે તે વીજ છે. તે બાળકી હો કે યુવતી હો, પણ તેના ઉપરના વાત્સલ્યને વશ થઈને મારી મનોવૃત્તિ આનંદથી નૃત્ય કરવા લાગે, તેમાં તે દોષને પાત્ર હોઇ શકે નહિ. તેમાં મારો દોષ લેખનારને પણ હું એવું કહું કે તમે જનસમાજની નીતિનાં—આચારોનાં ચશ્મા આંખો ઉપરથી ઉતારી નાંખો અને નરી આંખે મારૂં અને શોભનાનું દર્શન કરો અને પછી તમે અમને ન્યાય આપી શકશો. શોભનાનાં જે કાર્યો તને અને રમાને તથા બીજા કોઇને દોષથી ભરેલાં માલૂમ પડચાં હોય, તો તેમાં હું નાદલાજ છું. પરન્તુ મારે મન એક દિશાએ પ્રભુ છે, બીજી દિશાએ મારો આત્મા છે, ત્રીજી દિશાએ શોભના છે અને ચોથી દિશાએ મારી રમા છે. સામંત! સામંત! એ પ્રભુ, એ આત્મા, એ શોભના અને એ રમાના સોગંદપૂર્વક હું તને કહું છું કે—"

સૂર્યસિંહ ગળગળો થઇ ગયો. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. સામંત રાજાની તે સ્થિતિ સમજી ગયો અને બોલ્યોઃ "બાપુ! આપ એટલા બધા દિલગીર શાને થાઓ છો? એમાં સોગંદ લેવાની શી જરૂર છે? મારા અન્નદાતા અને પિતારૂપ રાજાના શબ્દો

હું કદાપિ ખોટા માનું નહિ."

થોડી વાર સુધી સૂર્યસિંહની એ ગભરામણ ચાલુ રહી. પછી તે શાન્ત થઇને બોલ્યો: " સામંત! હું તારો રાજા હોવા છતાં આટલી લાચારી સાથે, આટલી નમ્રતાથી, આટલી ઋજુતાથી અને આટલી શંકાતુરતાથી તને આ શબ્દો કહું છું. તેમાં મારો એક મોટો સ્વાર્થ સમાએલો છે, મારા જીવનની એક દિશાના સાર્થ-ક્યની આશા સમાએલી છે અને મારો અત્યંત મૂલ્યવાન આશય રહેલો છે."

" એવું વળી શું છે, મહારાજ ?" સામંતે કાંઇક આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

" તે સ્વાર્થ, તે આશા અને તે આશય એ જ છે કે મારી શોભના તારે હાથે જરા પણ અન્યાય પામે નહિ!"

" બાપુ! એના હૃદયને હું હવે સમજી શક્યો છું અને મારા તરફથી તેને અન્યાય નહિ મળે!" સામંત બોલ્યો. સૂર્યસિંહના ચિત્તને તેથી કિંચિત્ આશ્વાસન મળ્યું. મગજ ઉપરથી કેટલોક ભાર ઓછો થઇ ગયો હોય તેવો તેને અનુભવ થયો. નિરાંતથી તેણે ભદ્રમુખના કૃષ્ણ જળપ્રવાહ તરફ દૃષ્ટિ કરી. સુદ ચોથનો ચંદ્રમા ક્યારનોએ અસ્ત થઇ ગયો હતો અને સર્વત્ર એકસરખો અંધકાર વ્યાપી રહ્યો હતો, છતાં નિરભ્ર આકાશ હોવાથી તારાઓનો સમૂહ ચમકી રહ્યો હતો અને આસપાસનું દૃશ્ય આછું આછું નિરખવામાં દૃષ્ટિ નિષ્ફળ થતી ન હતી. એ દૃશ્યે અત્યારે સૂર્યસિંહના અંતરમાં આનંદના અંકુરને સ્ફુરાવ્યો અને મ્હોંથી ધીમી ધીમી સીટી બજાવતાં તેમાં કોઈ અનિયમિત ગાનસ્વરને ઉતારતાં તે ઘાટ તરફ ચાલવા લાગ્યો. સામંત આ બધો વખત કાંઇ કાંઇ વિચારમાં ગુંથાઇ

રહ્યો હતો, તેથી તેણે કશો વાર્તાપ્રસંગ કાઢ્યો નહિ અને સૂર્ય-સિંહને પોતાનું વક્તવ્ય પૂરૂં થવાથી કશું કહેવાનું જ રહ્યું નહોતું. બન્ને જણ મૌન મૌન ચાલી રહ્યા હતા. વ્યાપી રહેલી શાંતિને ભગ્ન કરનાર ભદ્રમુખના જળધ્વનિ સિવાય બીજું કશું નહોતું. ઘાટની નજીક આવી પહોંચતાં સૂર્યસિંહ જરા થોભ્યો. મ્હોંથી સીટી બજાવવાનું બંધ કરીને ઘાટના બીજા છેડા તરફ કાન કરી પોતે કાંઇક સાંભળતો હોય એવું વદન કરીને ઉભો રહ્યો. સામંતની વિચારમુગ્ધતાનો પણ તેથી અન્ત આવ્યો અને તે ઉભો રહ્યો.

એકએક મિનિટ એ સ્થિતિમાં ચાલી ગઇ. કાંઇક ઉતાવળી પણ અસ્પષ્ટ વાતચીત સૂર્યસિંહના સાંભળવામાં આવતી હતી, પરન્તુ તે સ્વર કળાતો નહોતો કે વાતચીતનો પ્રકાર સમજાતો નહોતો. ઘાટના બીજા છેડાથી થોડે દૂર બે ત્રણ વૃક્ષો આવેલાં હતાં તે દિશાએથી એ સ્વર આવતો હતો, પરંતુ વૃક્ષ નીચેના ગાઢ અંધકારમાં કોઈ મનુષ્ય વ્યક્તિઓ જોવામાં આવતી નહોતી. સૂર્યસિંહ થોડે આગળ વધ્યો અને ઘાટના છેડા પાસેથી દિવાલની બાજુએ આવીને ઉભો રહ્યો, પરન્તુ તેને કશી વિશેષ સમજણ પડી નહિ.

“એ તો કોઇ જાત્રાળુઓ કે બાવાઓ ત્યાં પડ્યા હશે. તેમની વાતચીત સંભળાય છે.” સામંત એ શબ્દો પૂરા બોલી રહ્યો નહિ, એટલામાં તો વાતચીતનો ધ્વનિ આવતો બંધ થઇ ગયો અને બે મિનિટ એકસરખી શાંતિ ચાલી રહ્યા પછી દરિયાના જળમાં કોઇ માણસ પડ્યું હોય તેવો કારમો ધબકારો અને તે પાછળ એક બે તીણી ચીસો સંભળાઈ!

કાંઇ અકસ્માત્ અથવા તોફાનની આશંકા તુરત જ સૂર્યસિંહને આવી અને તત્ક્ષણ તે ઘાટનાં પગથીયાં ઉપર થઇને ઘાટને

બીજે છેડે ગયો. તુરત જ તેના ધ્યાનમાં આવ્યું કે ત્યાંથી થોડેક દૂર સમુદ્રના જળમાં કાંઈ ખળભળાટ થઇ રહ્યો હતો, અને એ ખળભળાટ તેને કોઇ જીવતા પ્રાણીનાં તરફડીયાં જેવો પણ માલૂમ પડ્યો. જરા પણ વિલંબ નહિ કરતાં તે પાણીમાં કૂદી પડ્યો અને તરતો તરતો તે તરફ ચાલ્યો. પોતાના માલેકના આ સાહસમાં મદદ કરવાને સામંત પણ તેની પાછળ પાણીમાં કૂદી પડ્યો. થોડીએક ક્ષણોમાં બન્ને જણ તે સ્થળે જઇ પહોંચ્યા અને એક અર્ધબેભાન મનુષ્ય પ્રાણીને તેમણે પાણીમાં ડુબકાં ખાતું જોયું. સાવચેતીથી તેમણે તે પ્રાણીને પકડી લીધું. સૂર્યસિંહે તેનું મસ્તક પાણીની બહાર રાખવાને યત્ન કર્યો તો તેને જણાયું કે તે એક સ્ત્રી હતી, કારણકે તેના સુંવાળા કેશકલાપનો સ્પર્શ તેના હાથને થતો હતો. કેટલાક પ્રયત્નપૂર્વક બન્ને જણાએ તે ડૂબતી સ્ત્રીને ઘાટ પાસે આણી અને તેના અચેતન દેહને પગથીયાં પર મેલ્યો. અંધકારમાં તે સ્ત્રીનું વદન ઓળખી શકાય તેમ નહોતું. સૂર્યસિંહની સૂચના ઉપરથી સામંત એકદમ દોડ્યો અને કેટલેક દૂર સૂર્યસિંહની ગાડી ઉભી હતી તેનું દીવાવાળું ફાનસ લેઈ આવ્યો. એ દીવાના પ્રકાશમાં સૂર્યસિંહે ધારી ધારીને તે સ્ત્રી તરફ જોયું અને તુરત જ તે આશ્ચર્ય પામતો બોલ્યો : “ ઓહો ! આ તો મોહનાદેવીની પુત્રી શારદાગૌરી છે ! ”



# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ઘટસ્ફોટ.

વાચક ! તારી સ્મરણશક્તિને જરા તીવ્ર બનાવીને પાછળના થોડાએક પ્રસંગોને યાદ કરી લે. કાન્તિ ઉર્ફે રસિક ભદ્રપુર છોડીને એક હોડીમાં બેસી નાસી ગયો, એ પ્રસંગને સ્મરણમાં લાવ ! સ્વામી બ્રમણાનંદજી અને મોહનાદેવીએ ઇચ્છાપૂર્વક પોતાની પુત્રી શારદાગૌરીને કાન્તિલાલ વેરે પરણાવી દેવાની કેટલીક જાળ ગુંથી રાખી હતી, પરન્તુ તે કેવી રીતે નિષ્ફળ ગઈ તે સંભાર ! તે બનાવને ઘણો વખત વીતી ગયો છે, પરન્તુ હજી શારદાગૌરી કુમારિકા જ છે-લોકોની દૃષ્ટિએ વિધવા જ છે !

શારદાને કોઇ સારા પતિ સાથે પરણાવી દેવાને સ્વામીજી તથા મોહનાદેવી બહુ પરિશ્રમ કરી રહ્યાં છે પણ હજી તેમાં તેમને નિરાશા જ મળી છે. શારદા બિચારી પોતાના મનમાં ને મનમાં મુંઝાય છે, પરન્તુ પોતાનું દુઃખ કોઇની પાસે રડી શકતી નથી. માતા અને સ્વામીજીની શિખામણ પ્રમાણે કાન્તિલાલ જેવા એકાદ બે યુવકોની સાથે પરિચયમાં આવી, તેમને લોભાવી અથવા તેમની દયા ઉશ્કેરીને તે પોતાના હૃદયને આરામનું સ્થાન શોધવાનો યત્ન કરી ચૂકી છે, પરન્તુ તેમાં નિરાશા જ પ્રાપ્ત થઇ છે. કાંઇ કાંઇ કૃત્રિમ નખરાં કરીને પુરૂષોને લોભાવવા જેવી વેશ્યાવૃત્તિ કરવા છતાં એકકે પતંગીઉં હજી તેની જાળમાં બરાબર સપડાયું નથી !

સાંજનો સમય છે. શારદાગૌરી વખત ગાળવાને પોતાના એકાંત ઓરડામાં પુસ્તક વાંચી રહી છે. પોતા સંબંધી ચિંતાઓથી

તેનું શરીર કેવળ કૃશ બની ગએલું જોવામાં આવે છે. કાન્તિલાલ સાથેના પરિચય વખતે તેનું જે સૌંદર્ય જોવામાં આવતું હતું, તે અત્યારે હરાઇ ગયું છે, તોપણ તેની દેહયષ્ટિ તેના પૂર્વ સૌંદર્યનું ભાન કરાવ્યા વિના રહેતી નથી.

પુસ્તક પૂરૂં કરીને તેને બાજુએ મેલી શારદા બારીએ જરા પવન ખાતી ઉભી રહી, એટલામાં મોહનાદેવી ત્યાં આવી અને બોલીઃ " શારદા ! શું કરી રહી છે ? "

"સહેજ ઉભી છું. હમણાં જ આ પુસ્તક પૂરૂં કરીને નવરી પડી. " શારદાએ ઉત્તર આપ્યો અને આગળ પ્રશ્ન કર્યોઃ " કેમ વારૂ ? કાંઇ કામ છે ? "

"એ તો તને સહજ કહેવા આવી છું કે આજે આપણે ત્યાં એક મેમાન આવવાના છે, માટે વહેલી સૂઇ રહીશ નહિ."

" તેમાં મારૂં શું કામ છે ? "

" સ્વામીજીએ કહ્યું છે કે તું એમની બરદાસ્તમાં રહે તો વધારે સારૂં. કદાચ ચોકઠું ગોઠવાય તેવી આશા રહે છે. " માતાએ પુત્રીને પોતાનો આશય કહી સંભળાવ્યો.

માતાએ સત્વર લજ્જાનો ત્યાગ કરી નાંખીને પુત્રીને પોતાનો આશય કહી સંભળાવ્યા છતાં શારદાથી એકદમ લજ્જાને ત્યજી દઇને માતાને ઉત્તર આપી શકાયો નહિ. તે મૌન ઉભી રહી અને માતા પુત્રીનો તે ભાવ સમજીને પાછી ચાલી ગઈ. પાછળ શારદા ઉંડા વિચારમાં પડીને પોતાના હીન અવતારને મનથી નિંદવા લાગી. પોતે હજીસુધી અવિવાહિત હોવા છતાં પતિ મેળવી શકી નહિ અને તેથી માતાની સૂચના પ્રમાણે વિધવાનો વેશ પહેર્યો. એ વેશ પહેર્યાંને પણ બે ત્રણ વર્ષ વીતી ગયાં, પણ હજીસુધી તે પતિ મે-

ળવી શકી નહિ તેનું કારણ શોધવાને તે ઘણી વાર મથન કરતી હતી. તે પોતાની સ્થિતિથી અજાણી હતી ત્યારે તેને અનેક વાર અભિલાષા થતી કે જેવી રીતે બીજી યુવાન્ બાળાઓ પરણીને પતિગૃહે જાય છે, તેવી રીતે પોતે પણ પરણીને સાસરે જશે, પરન્તુ વયમાં આગળ વધવા છતાં પોતાને પતિ મળી શકયો નહિ, તે માટે માતાની ચિંતા વધવા લાગી અને છેવટે માતાએ તેને કુમારિકાવસ્થામાં વિધવાનો વેશ પહેરાવ્યો, ત્યારે તે હીબકી ગઇ અને પોતાની સ્થિતિનો આંતર ભેદ સમજવાને અકળાવા લાગી. પોતાના મનની એ ગુંચવણ માતા વિના બીજું કોઇ ઉકેલી શકે તેમ નહોતું, અને તેથી એક વાર તેણે પોતાની માતાને પૂછ્યું: " હેં બા! ત્યારે આપણું મૂળ વતન કયું ? "

" કેમ બ્હેન! એવું પૂછવું પડયું ? " મોહનાદેવીએ સહજ સ્મિત કરીને પૂછ્યું.

" આપણા વતનમાં આપણાં કોઇ સગાં–કુટુંબીઓ હશે. આપણે ત્યાં તેઓ કોઈ વાર આવતાં નથી અને આપણે પણ તેમને ત્યાં જતાં નથી; તેમજ કોઇનો પત્ર પણ આપણા ઉપર આવતો નથી. "

" મૂળ વતની તો આપણે કાઠિયાવાડના એક ગામડાનાં છીએ અને એ ગામડાનું નામ ભૂજંગપુર છે, પરન્તુ આપણાં સગાંઓ સાથે તારા પિતાને કાંઇ કંકાસ થએલો તેથી તેઓ આપણી સાથે કશો વ્યવહાર રાખતાં નથી. આપણે મન તેઓ મરી ગયાં છે અને તેમને મન આપણે મરી ગયાં છીએ. " મોહનાદેવીએ મૂળ ખરી વાતમાં કેટલીક કલ્પિત વાતનું મિશ્રણ કરીને તેથી પુત્રીને સમજાવી લેવા માંડી.

" ત્યારે એકાદ વાર તો ચાલો આપણે દેશમાં જઇ આવીએ;

ઘણે વર્ષે ભુજંગપુરનાં આપણાં પડી ગએલાં ઝુંપડાં જોઇને પણ આનંદ ન થાય?"

"બળ્યું એ ગામ! તારા પિતાના મરણ પછી એ ગામ અને ઘર સામે જોવું જ મને ગમતું નથી." મોહનાદેવીએ કૃત્રિમ લાગણી બતાવી.

"પણ વતનમાં હોઇએ તો આપણને આટલી મુંઝવણ રહે નહિ. મારા માટેની તારી ચિંતા બધીએ વતનમાં જવાથી ટળી જાય, કારણકે આપણાં જૂનાં સગાં ગમે તેવાં દૂષીલાં હોવા છતાં આપણને યોગ્ય ઘર શોધી આપવામાં મદદ કર્યા વિના રહે નહિ." શારદાએ કાંઇક શરમાતાં શરમાતાં પણ સ્પષ્ટ કથન કર્યું.

આ કથનનો જવાબ વાળવાનું કામ મોહનાદેવીને મુશ્કેલ જણાયું. તે મૌન રહી. માના હૃદયની ગુંચવણ સમજી જવા જેટલી પ્રવીણતા તે વખતે શારદાગૌરીમાં આવી નહોતી, તેથી માતાના મૌનના હેતુ વિષે તેને કાંઈ સંશય આવ્યો નહિ. તે પોતાના પિતાનું નામ તો જાણતી હતી. તેને જ્યારે ભણવા માટે નિશાળે મેલવામાં આવી ત્યારથી તે નામ તેની જાણમાં આવ્યું હતું, પણ બીજાં સગાંઓનાં નામ તે જાણતી નહોતી, તેમજ તેણે કોઈ વાર પોતાની માતાને તે નામો પૂછ્યાં પણ નહોતાં. અત્યારે તે તે પૂછવા જતી હતી, એટલામાં મોહનાદેવીએ મનમાં બરાબર ગોઠવી રાખીને પુત્રીને ઉત્તર આપ્યો: "જો બ્હેન! તું આપણાં સગાંની વાત કહે છે, પણ આપણાથી દેશમાં જવાય તેમ નથી. તારા પિતાની સઘળી મિલકત મેં મારી પાસે રાખી છે અને તે મિલકતમાં પિતરાઇઓનો હક રહ્યો એટલે તેઓ આપણને મિલકત માટે પજવે, એટલું જ નહિ પણ લાગ આવે તો મારી પણ નાંખે! તેટલા માટે આપણે અહીં

ગુપ્ત રહીએ છીએ એટલામાં તુ સમજી જા. જો તેઓ જાણે કે હું અહીં રહું છું તો તેઓ અહીં પણ આવે અને આપણને પજવે. આપણી ભાળ તેઓને લાગે નહિ, તેટલા માટે મેં મારૂં નામ પણ બદલાવ્યું છે ! ”

“હેં !” શારદા આશ્ચર્ય પામી ગઇ. તેણે પૂછ્યું : “ત્યારે તારૂં ખરૂં નામ શું બા ?”

“મારૂં ખરૂં નામ ગૌરી છે.”

શારદા સ્વલ્પ સમયમાં આશ્ચર્ય શમાવીને બોલી : “ત્યારે મારા દાદાનું અને દાદીનું નામ શું ?”

“તારા દાદાનું નામ દામોદર અને દાદીનું નામ જમનાબાઇ.”

“ત્યારે મારે કોઇ કાકા મામા હતા કે નહિ ?”

“તારે સગા કાકા નહોતા, અને મામા હતા. તારા પિતા મરણ પામ્યા ત્યારે મારે એક નાનો ભાઇ હતો અને તેનું નામ માણેકલાલ રાખ્યું હતું, પણ તે માંદો રહેતો હતો એટલે અત્યારે તે જીવતો હશે કે નહિ, એ કહી શકાય નહિ.”

“ત્યારે મારૂં મોસાળ કયા ગામમાં ?” પોતાનો પૂર્વ ઇતિહાસ જાણવા માટે શારદાનો ઉત્સાહ જાગૃત થવા લાગ્યો.

“તારૂં મોસાળ પણ ભૂજંગપુરમાં જ હતું, પણ અત્યારે તેમાં કોઇ જીવતું હશે કે નહિ તે કહી શકાય નહિ, કારણકે સઘળાં સગાંની દાનત આપણી મિલકત ખાઇ જવાની હતી એટલે મેં કોઇની સાથે પણ સંબંધ રાખ્યો નથી અને હું કયાં રહું છું તે તેઓને જાણવા દીધું નથી.”

શાદાએ બીજા પણ કેટલાક પ્રશ્નો કર્યા અને માતાએ તેના ઉત્તર આપ્યા. શારદા તે વખતે તો કશું સમજી શકી નહિ, પણ

જેમ જેમ તે મોટી થવા લાગી, તેમ તેમ સ્વામીજીનું વારંવાર થતું આગમન, માતાની અને સ્વામીજીની ગુહ્ય વાતો, પોતાને કોઈની સાથે પરણાવી દેવાની સ્વામીજીની અથાગ ચિંતા વગેરે સઘળું તેના જોવામાં આવ્યું અને તેનાં કારણો વિષે તેણે અટકળો કરવા માંડી. બીજાંઓના સંસાર વ્યવહાર કરતાં પોતાની માતાનું વર્તન શારદાને કાંઈક જૂદી જ તરેહનું જણાવા લાગ્યું. એ વખતે તે સમજવા લાગી કે પાતાની માતા સદ્વર્તનશીલ નથી અને પોતાને યોગ્ય પતિ મળતો નથી તથા વિધવાનો વેશ પહેરાવીને કોઇ કુળશીલ નહિ પૂછનારને પરણાવી દેવાની તજવીજ થાય છે, તેનું કારણ પણ માતાનું ખરાબ વર્તન હોવું જોઇએ. પોતાની માતા દેશમાં પાછી ફરવા ઇચ્છતો નહોતી, પોતાને વણિક પતિ મેળવી આપવાની જ ખાસ જરૂર તે જોતી નહોતી અને સગાંવહાલાંના મ્હોં જોવાની જરા પણ લાગણી તેના હૃદયમાં ઉત્પન્ન થતી નહોતી, તેનું ખરૂં કારણ ધીમે ધીમે શારદાના ધ્યાનમાં એવું આવ્યું કે પોતાની માતાના દુર્વર્તનથી પોતે સમાજની દૃષ્ટિમાં હલકી પડી ગઇ હતી. આટલું સમજ્યા પછી શારદાની દૃષ્ટિમાં તેની માતા કાંઇક હલકી પડી હતી, છતાં શારદા આજ્ઞાંકિત અને સમજણી બાળા હતી, તેથી તે કોઇવાર માતાને માઠું લાગે તેવું કહેતી નહિ અને એવી આશામાં ને આશામાં ખેંચાયા કરતી હતી કે 'પરણ્યા પછી મારે ક્યાં એ માતાની પાસે રહેવું છે કે હું તેને દુઃખ આપું ?, પરન્તુ પરણવાની આશા તો દૂર ને દૂર ચાલી જતી જણાતી હતી !

પોતામાટે નવો ઉમેદવાર શોધી કાઢવામાં આવ્યો છે, એ જાણીને શારદાને કિંચિત્ હર્ષ થયો; પરન્તુ ઊંડા અંતરમાં જરા દુઃખ પણ થયું. તેને મન એવું થતું હતું કે પોતે એક વણિક પિતા-

ની શુદ્ધ પુત્રી હોવાં છતાં માત્ર માતાના દુર્વર્તનના જ દોષથી આ પ્રમાણે વેસ્યાવૃત્તિ કરીને પતિ મેળવાની તજવીજ કરવી પડતી હતી ! પરન્તુ ક્ષણવારમાં તેને તે દુઃખ વિસરી જવું પડ્યું અને માતાએ જે ખબર થોડી વાર પહેલાં આપી હતી તે વિષે તેના મગજમાં વિચારો આવવા લાગ્યા.

પોતાને માટે જે કોઇ નવો ઉમેદવાર આવે તેની સમક્ષ પોતાનો કેવા પ્રકારનો ઇતિહાસ રજુ કરવો એ વિષેનું શિક્ષણ શારદાને ઘણા વખત અગાઉ મળી ગયું હતું. પોતે બાલ્યાવસ્થામાં વિધવા થઇ છે અને અંતરૂના સોબતી વિના તે મનોદુઃખથી પિડાઇને મોતની તૈયારી કરવા લાગી છે એવું કહીને એ ઉમેદવારની દયા ઉશ્કેરવી અને પછી તેના હૃદયનું પોતાની તરફ આકર્ષણ કરીને પોતાની જાળમાં સપડાવી તેની સાથે લગ્ન કરી લેવું એ પ્રમાણેનો ઇતિક્રમ ગોઠવી રાખવામાં જ આવેલો હતો. જે ઉમેદવારોની સાથે શારદા પરિચયમાં આવી હતી, તે સઘળાની સાથે તેણે એ જ પ્રકારનું વર્તન ચલાવ્યું હતું. પહેલાં તો પતિ મેળવી લેવાને એ મુસીબત તથા પ્રપંચ તેને ગમ્યાં, પરન્તુ જેમ જેમ તેમાં નિષ્ફળતા જણાવા લાગી અને નવા નવા ઉમેદવારોને રીઝવી લેવાનું કામ તેના શિર ઉપર પડવા લાગ્યું, તેમ તેમ પતિ મેળવવાની એ રીતિ ઉપર તેને કંટાળો આવવા લાગ્યો. જે ઉમેદવારોના પરિચયમાં તે અત્યારસુધી આવી ગઇ હતી તેઓમાંના એકાદ બે જણ દુષ્ટ વિષયી હૃદયના પણ હતા પરન્તુ અનુભવી શારદા તેમના સ્વભાવને સત્વર પિછાણી લેતી અને તેમની પ્રપંચજાળમાં ફસાતી નહિ. આ કારણથી અપવિત્ર મનોવૃત્તિ ધરાવવા છતાં શારદા હજી પવિત્ર કુમારિકા રહી શકી હતી.

જોતજોતાંમાં સાંજ પડી ગઇ. મોહનાદેવી આજના નવા

અતિથિની બરદાસ્તને માટે કાંઇ કાંઇ તૈયારીઓ કરવામાં ગુંથાઇ હતી. તેનો બેસવાનો ઓરડો તો હમેશાં સારી પેઠે શણગારાએલો જ રહેતો હતો, તોપણ ખુરશી અને સોફાનાં અસ્તરો બદલાવવાં, છબીઓ ઉપર ચડેલી ધૂળ ખંખેરી નાંખવી, કબાટોમાંની શોભાની ચીજો સાફ કરીને પુનઃ બરાબર ગોઠવવી, એવું ઘણું કામ તે દિવસે કાઢવામાં આવ્યું. તે દિવસે અતિથિ અને સ્વામીજી બન્ને મોહનાદેવીને ત્યાં જ જમવાના હતા, એટલે રસોઇની તૈયારી પણ ઘણી મોટી કરી રાખવામાં આવી હતી. આ સઘળા કામમાં **શારદા**ને કશો ભાગ લેવો પડે તેમ નહોતું, પરન્તુ જે હેતુ પાર પાડવા માટે આ બધો શ્રમ ઉઠાવવામાં આવતો હતો તે હેતુની પરિપૂર્ણતાનો આધાર તેની જ ચપળતા ઉપર અવલંબી રહેલો હતો.

રાત્રિના આઠ વાગ્યા, એટલે સ્વામીજી અતિથિને સાથે લઇને ત્યાં આવી પહોંચ્યા. **શારદા**એ મેડા ઉપરની બારીએથી છુપાઇને જોયું તો જણાયું કે વીસેક વર્ષની વયનો તે એક જુવાન હતો અને પોતાની વયને અનુસરીને એ જોડું બરાબર બંધ બેસે તેવું હતું. રાત્રિનો સમય હોવાથી તેની વદનરેખાઓને **શારદા** જોઇ શકી નહિ. અતિથિનું નામ **મનહરલાલ** હતું એમ તુરત જ **શારદા**ના જાણવામાં આવ્યું, કારણકે તે આવતાં જ **મોહનાદેવી**એ તેનો સત્કાર કરતાં કહ્યું: “ આવો **મનહરલાલ**! તમે તો અમારા ઉપર મોટો ઉપકાર કર્યો. ” **શારદા**એ તે સાંભળ્યું હતું.

“ એમાં ઉપકાર શાનો ? મારે જ તમારો અને સ્વામીજીનો ઉપકાર માનવો જોઇએ કે આવા અજાણ્યા ગામમાં મારા ઉપર કૃપા કરી. ” **મનહરલાલે** મંદ હાસ્ય કરીને જવાબ આપ્યો.

પછી સૌ બેઠકમાં જઇને બેઠાં. **મોહનાદેવી**એ **મનહરલાલ** સાથે

વાતચીતની શરૂઆત કરી: "ત્યારે તમે મુંબઇથી જ આવો છો કે ?"

"જી હા. ભદ્રમુખમાં સ્નાન કરવા માટે જ આવ્યો છું. મુંબઇનાં હવા પાણી મને બરાબર અનુકૂળ આવતાં નથી, એટલે અમારા શેઠની બીજી દુકાન લાહોરમાં છે ત્યાં મારી બદલી કરવામાં આવી છે." મનહરલાલે જણાવ્યું.

"પગાર સોએક રૂપિયા મળતો હશે."

"ના, મને પોણોસો રૂપિયા મળે છે. પણ દોઢસો રૂપિયા સુધી વધવાનો ચાન્સ છે."

"આપનું મૂળ વતન કયું ?"

"રાજકોટ રાજયના તાબાના એક ગામડાનો હું વતની છું, પરન્તુ તે સાથે હવે મારો કશો સંબંધ નથી, કારણકે એ ગામડામાં મારાં કોઇ સગાં રહેતાં નથી અને ઘણાં વર્ષથી મેં તે સામે નજર પણ કરી નથી."

"ખરી વાત. પરદેશમાં સુખી થયા પછી વતનનું શું કામ છે ?" મોહનાદેવીએ તે વિચારને ટેકો આપ્યો અને પૃછ્યું: "સ્વામીજી કહેતા હતા કે હજી તમે પરણ્યા નથી."

"હા, એ ખરી વાત છે. હું દેશમાં જઉં તો કદાચ મને મારી ન્યાતમાંથી કન્યા મળે, પણ દેશ તરફ મને અણગમો છે અને વળી કોઇ સગાં છે નહિ, એટલે હું ગયો નથી."

હવે સ્વામીજીએ વાત ઉપાડી લીધી અને પૂછ્યું: "જો મારી પેઠે આપને પણ ભગવાં પહેરવાં હોય તો હું કાંઇ કહેતો નથી."

મોહનાદેવીએ મંદ હસીને સ્વામીજીને મૃદુ ઠપકો આપતાં કહ્યું: "સ્વામીજી ! તમને સંસાર ઉપર ભાવ ન રહ્યો એટલે તમે બીજાને પણ ભગવાં પહેરાવવાની વાત કરો છો ! એવી વાત શાને કાઢો

છો વારૂ ?"

સ્વામીજીએ તે ઠપકાનો તેવી જ ઢોળથી જવાબ આપ્યો: "જુઓ દેવી ! રાગી રાગીને ચાહે અને ત્યાગી ત્યાગીને ચાહે. મને તો આખું જગત્ જો મારા જેવું અકિંચન બની જાય તો વધારે ગમે એટલે હું એવી વાત કહું તેમાં તમે શાને ચ્હીડાઓ છો ? હવે સાંભળો ! મીસ્તર મનહરલાલ ! તમારે જો ભગવાં ન પહેરવાં હોય તો શામાટે પરણુતા નથી ?"

"પરણુવાની ઇચ્છા રાખું છું. ન્યાતિબંધનની પરવા પણ મને નથી; પણ તે સાથે એટલું ખરૂં કે ગમે તેવી સ્ત્રીને લાવીને ઘરમાં બેસાડી દેવાની મારી ઇચ્છા નથી, અને તેથી જ હું અત્યારસુધી એકલો રહ્યો છું."

"હવે હું તમારો મનોભાવ સમજ્યો. અરે દેવી ! તમે તો વાતચીતમાં પડ્યાં અને મેમાનની મેમાનગીરી પણ વિસરી ગયાં કે ?"

"હા ! હા ! માફ કરજો હોં. હું હમણાં આવું છું." એમ કહી મોહનાદેવી બહાર ગઇ અને ચાકરડી પાસે હાથપગ ધોવા માટે પાણી મોકલાવીને કહેવરાવ્યું કે, 'રસોઇ તૈયાર છે, માટે જમવા બેસો.'

મોહનાદેવીએ શારદાને ઉપરથી બોલાવીને રાંધણીમાં પેસાડી અને પીરસવાનું કામ કરવાનું તેને માથે રાખ્યું. થોડી વારમાં સ્વામીજી તથા મનહરલાલ કપડાં ઉતારીને જમવા માટે તૈયાર થઇને આવ્યા અને પાટલાપર બિરાજ્યા. મોહનાદેવીએ તેમની સામે થોડેક દૂર બેસીને ભાણાં પીરસવાનો હુકમ આપવા માંડ્યો. શારદાએ બે ભાણાં તૈયાર કરીને રાખ્યાં હતાં તે તેણે પીરસ્યાં અને તે પાછી રસોડામાં પેસી ગઇ. મોહનાદેવીએ ભાણાં સામે નજર કરીને કહ્યું:

"શારદા! તને રસોઇમાં સુઘડતા સાચવતાં આવડી, પણ પીરસવામાં સુઘડતા આવડી નહિ! જો, આ ત્રણે જાતનાં રાઇતાં ખુમચામાં એકઠાં થઇ ગયાં છે, એ કેવું ખરાબ દેખાય છે?"

મનહરલાલને શારદાની આ નાની સરખી ચૂકમાં કાંઇ મોટો દોષ લાગ્યો નહિ, પણ મોહનાદેવીની ચીવટાઇની અને તેની સુઘડ ટેવોની છાપ તેના મગજ ઉપર પડી. કેટલીક વારે સઘળું પીરસાઇ ગયા બાદ મોહનાદેવીએ પોતાનું પુરાણ ચલાવ્યું: "મેં મારી શારદાને બહુ લાડમાં ઉછેરી છે અને અમે રસોઇઓ પણ રાખીએ છીએ, છતાં રાંધવા સીંધવાનું કામ ઘણી વાર હું તેની પાસે જ કરાવું છું. મને એવું આળસુપણું ગમે નહિ. આખો દિવસ પગ ઉપર પગ ચડાવીને બેસી રહેવું એ કાંઇ બૈરાં માણસને શોભે નહિ. આજે તમે જમો છો, એ સઘળી રસોઇ મારી શારદાએ કોઇની પણ મદદ વિના પોતાની મેળે કરી છે." મોહનાદેવીએ મનહરલાલનું મન આકર્ષવાને બરાબરનું ગપ્પ માર્યું.

પરન્તુ મનહરલાલ કાંઇ બોલ્યો નહિ, એટલે મોહના બોલી: "પણ હું ભૂલી. તમે તો મુંબઇના વાસી રહ્યા, એટલે તમને આ રસોઈ બહુ સાદી અને ફિક્કી લાગતી હશે."

હવે મનહરલાલને બોલ્યા વિના ચાલ્યું નહિ: "નહિ, નહિ, આ રસોઇ ઘણી જ સારી છે, અને ખાસ કરીને આ ભજીયાં ઉપ-રથી હું કહી શકું છું કે તમે કેટલોક વખત મુંબઇમાં રહ્યાં હોવાં જોઇએ, કારણકે તેમાંનો સ્વાદ ખાસ મુંબઇનો જ છે."

મોહનાદેવીથી હસી જવાયું અને તેણે કહ્યું: "તમે બરાબર પરીક્ષા કરી લીધી. ભજીયાંમાં જે મસાલો નાંખ્યો છે તે અમે મુંબઇથી મંગાવી રાખેલો છે અને તે બનાવવાનું પણ હું મુંબઇ-

માં જ શીખેલી તથા મેં પાછળથી **શારદાને** શીખવેલું."

એ પ્રમાણે વાતચીત આગળ ચાલી એટલામાં જમણ પૂરૂં થઇ રહેવા આવ્યું. **શારદાએ** લજ્જાપુરઃસર આગ્રહ કરીને બન્નેને જમાડયા. તેઓ જમી રહીને ઉઠવાની તૈયારી કરતા હતા એટલામાં **મોહનાદેવીએ** **શારદાને** હુકમ કર્યો: "અરે **શારદા**! જા, જા, બેઠકમાં જઇને પાન બનાવ. તે તો હું વિસરી ગઈ છું."

**શારદા** તુરત રસોડામાંથી નીકળી. ઉતાવળે ઉતાવળે સાળુ બદલાવીને બેઠકમાં જઈ પાનબીડીઓ બનાવવા લાગી. આ બાજુએ બન્ને જણ જમી રહ્યા, એટલામાં એક ચાકર આવ્યો અને તેણે સ્વામીજીને પગે લાગીને કહ્યું: "મહારાજા સાહેબ આપને યાદ કરી રહ્યા છે અને અત્યારે જ આપ આવો તો ઠીક એમ કહાવ્યું છે."

"એમ! ત્યારે ચાલ હું આવું છું. **મનહરલાલ**! તમે અહીં બેસજો. હું રાજમહેલમાં જઇને હમણાં આવું છું." એમ કહીને સ્વામીજી કફની પહેરી ચાખડીઓ ખટખટાવતા ચાલ્યા ગયા.

**મનહરલાલ** એકલો બેઠકમાં ગયો, તો ત્યાં તેણે **શારદાને** પાન બનાવતી જોઇ. **મોહનાદેવી** ઓસરીમાં ઉભી રહીને ચાકરોને કાંઇ કામ ફરમાવતી હતી. **મનહરલાલ** બેઠકના ઓરડામાં ગયો અને **શારદાએ** પાનબીડીઓની રકાબી તેની સામે ધરીને પૂછ્યું: "સ્વામીજી ક્યાં ગયા?"

"રાજાજી તરફથી ચાકર બોલાવવા આવ્યો, એટલે તે ગયા અને કહી ગયા છે કે થોડી વારમાં પાછા આવશે."

"તમે પાન લીધું, પણ સોપારી, એલચી, લવંગ લીધાં?"

"ના. લઉં છું. તમારા હાથની બનાવેલી રસોઇ હોવાથી એટલું વધારે ખવાયું છે કે તે પચાવવા માટે લવંગ–એલચી લીધા

વિના નહિ ચાલે."

**શારદાએ** શરમાઇને સ્મિત કરતાં આડું જોયું. **મનહરલાલે** એલચી અને લવંગ લીધાં એટલે **શારદા** રકાબી મેલવાને ટેબલ ભણી ગઇ. **મનહરલાલે** પ્રશ્ન કર્યો: "આ મકાન તમે પોતે બંધાવેલું છે?"

"ના, ના. આ કાંઇ અમારૂં વતન નથી. મકાન ભાડાનું છે. હું વિધવા થયા પછી મારી માતાએ આ પવિત્ર તીર્થસ્થળમાં રહેવા માંડ્યું અને તે વખતથી અમે અહીં જ રહીએ છીએ."

"તમે વિધવા છો એમ સ્વામીજીએ મને કહ્યું હતું ખરૂં."

લજ્જાતુર વદને પગના અંગુઠાવડે જમીન ખોતરતાં નીચું જોઇને **શારદા** બોલી: "બીજું કાંઇ સ્વામીજીએ કહ્યું હતું?"

"હા, એટલું પણ કહ્યું હતું કે તમારી વય નાની છે અને તમારી વિધવા દશા તમારાં માતુશ્રીથી જોઇ શકાતી નથી, તેથી તે તમારૂં લગ્ન કરવાને બહુ ઉત્સુક છે."

"એ બધું સ્વામીજીના ઉપદેશનું પરિણામ. શી ખબર! સ્વામીજીને પણ કાંઇક ઘેલું જ લાગ્યું છે તો!" એ વાત ઉપર બહારથી થોડો અણગમો દર્શાવવાનો **શારદાએ** દેખાવ કર્યો.

**મનહરલાલે** પૂછ્યું: "ત્યારે ફરી લગ્ન કરવાની તમારી ઇચ્છા ખરી કે નહિ?"

"માતાની આજ્ઞા પ્રમાણે વર્ત્યા વિના કાંઇ ચાલવાનું છે? હું ના કહું કે તે જ ક્ષણે તે ઝેર ખાઇને મરી જવાને તૈયાર થાય છે!"

"હોય, માતાની લાગણી હમેશાં તેવા જ પ્રકારની હોય છે."

"લાગણી ખરી અને બીજું એમ પણ ખરૂં કે આ બધી

સંપત્તિનો કોણ ઉપયોગ કરશે ?" **શારદાએ** આડી રીતે પોતાની સંપત્તિ તરફ પણ **મનહરલાલનું** ધ્યાન આકર્ષ્યું. **મનહરલાલ** કશું કહે તે પહેલાં તે બોલી: "તમે હજી અવિવાહિત છો, નહિ વારૂ ?"

**મનહરલાલ** સ્મિત કરીને બોલ્યો: " તમે તે કેવી રીતે જાણ્યું ? "

" તમે જે વાતચીત કરતા હતા તે સઘળી મેં સાંભળી છે. તમે જ્ઞાતિબંધનની પરવા રાખતા નથી અને સુધારક છો એવું પણ હું જાણી ચૂકી છું. " **શારદાએ** સહજ ઉંચી દૃષ્ટિ કરી અને **મનહરલાલની** આંખોની સાથે પોતાની દૃષ્ટિને મિલાવીને ક્ષણાર્ધમાં પાછી ખેંચી લીધી.

" ત્યારે તમે પણ મારો સઘળો ઇતિહાસ જાણ્યો છે; ઠીક. ત્યારે હવે તે વિષે તમારાં માતુશ્રી સાથે જ હું વાતચીત કરૂં, નહિ વારૂ ?"

"એ તમે જાણો." એમ કહી **શારદા** એક કટાક્ષ કરતી ઓરડાની બહાર ઝડપભેર ચાલી ગઈ. **મનહરલાલના** પેટમાં ઉત્સુકતા અને અધીરાઇનાં ગુંચળાં વળવા લાગ્યાં.

**મનહરલાલ** જેવા પાત્રની શોધમાં હતો, તેવું જ પાત્ર **શારદાગૌરી** હતી, એમ તેના સમજવામાં આવ્યું. **શારદા** બાળવિધવા હતી, ભણેલી અને ઘરકામ જાણનારી હતી, તેની માતાની એકની એક પુત્રી અને વળી પૈસાદાર હતી ! **મનહરલાલને** લલચાવવાને એટલા સંયોગો પુરતા હતા. **શારદાએ** સંમતિ આપી હતી અને **મોહનાદેવીની** મરજી ઉપલક રીતે અનુકૂળ જણાઇ હતી. તે વિષેના જ વિચારો કરતો અને પાન ચાવતો તે બેઠકમાં બેસી રહ્યો. રાત્રિના દશ વાગ્યા એટલે **મોહનાદેવી** જમી પરવારીને બેઠકમાં

આવી અને થોડીએક પળમાં સ્વામીજી પણ આવી પહોંચ્યા.

ત્યારપછી કાંઈ કાંઈ પ્રસંગો વિષે વાતચીત નીકળી. તે દર્મિયાન મનહરલાલ પોતાની અભીષ્ટ વાર્તા કાઢવાને ઉત્સુક બની રહ્યો હતો, પરન્તુ તેમ કરતાં તેની હિંમત ચાલતી નહોતી. મનહરલાલ સંસારનો અનભિજ્ઞ નહોતો, પરન્તુ હજી ઉછરતો જુવાન હતો એટલે તેની હિંમત બહુ દૂર સુધી પહોંચી શકતી નહિ. બે ત્રણ ઘડી એ વાતચીતમાં ચાલી ગઈ, એટલે ચાકરડીએ આવીને બિછાનાંઓ તૈયાર થયાનું જણાવ્યું.

પોતાને માટે જમવાનું આમંત્રણ મળ્યું હતું પણ સૂવાનું આમંત્રણ મળ્યું નહોતું એમ મનહરલાલ જાણતો હતો, એટલે તેને આ ખબર સાંભળીને નવાઇ લાગી. તે બોલ્યો: "નહિ, નહિ, હું ધર્મશાળામાં જઇને જ સૂઇશ. મારૂં બિછાનું, સામાન સઘળું ત્યાં જ પડયું છે."

મોહનાદેવીએ જણાવ્યું: "એ તે કાંઈ રીત છે ? તમે અમારા અતિથિ થયા, અને હવે તમે ધર્મશાળામાં જઇને રહો તે કેમ બને? સ્વામીજી તો હમેશાં ધર્મશાળામાં સૂએ છે, છતાં આજે તો તમારે લીધે તેમને પણ અહીં સૂઇ રહેવું પડશે."

સ્વામીજીએ થોડી આનાકાનીસાથે ત્યાં રાત્રિનિવાસ કરવાનું કબૂલ રાખ્યું એટલે મનહરલાલથી ના કહી શકાઇ નહિ. મેડા ઉપર બન્ને બિછાનાં એક ઓરડામાં કરવામાં આવ્યાં હતાં. બન્ને બિછાને ગયા, તે વખતે સ્વામીજી પાસે મનહરલાલનું મ્હોં ખુલ્લું થઇ શકયું. તેણે પોતાને ઇરાદો જણાવ્યો અને કહ્યું: "જો મોહનાદેવી સંપૂર્ણ રીતે રાજી હોય, તો હું શારદાગૌરી સાથે પુનર્લગ્ન કરવા તૈયાર છું."

સ્વામીજીએ તેની તે માંગણીને ઉત્તેજન આપ્યું અને કહ્યું: "કાંઈ ફીકર નહિ. મારી ઇચ્છા પણ તમને તે જ સૂચના કરવાની હતી. આપણા દેશને જ્યાંસુધી બાળવિધવાઓના શાપ સાંભળવા પડે છે ત્યાંસુધી તેનો ઉદ્ધાર થવાનો નથી અને તેથી આ પ્રકારનાં લગ્નો ગોઠવાય તેમાં હું બહુ જ રાજી છું."

સ્વામીજીના ઉત્તેજનથી **મનહરલાલને** અતુલ આનંદ થયો. રાત્રિમાં તેને **શારદાગૌરીના** સુકોમળ વદનનાં અને તેની અતુલ સંપત્તિનાં જ સ્વપ્નાં આવ્યાં. ઉંઘ એવી મિઠી આવી ગઇ કે સ્હવારે તે ઉઠયો ત્યારે એક પહોર દિવસ ચઢી જવા આવ્યો હતો અને **શારદાગૌરી** હસતી હસતી તેની સામે ઉભી રહીને કહેતી હતી: "બહુ ઉંઘ્યા ? ચાહ તૈયાર થઇ ગઇ છે અને સ્વામીજી તમારી રાહ જોતા નીચે બેઠા છે!"

"ઉંઘ કરતાં સ્વપ્નામાં વધારે રાત ગાળી છે." **મનહરલાલે** બિછાનામાંથી બેઠાં થતાં કહ્યું.

"સ્વપ્નાં વળી શાનાં ?"

"તમારાં જ તો !"

"ઓહો ! અત્યારથી તમને તો મારાં સ્વપ્નાં આવવા માંડયાં?" એમ કહીને **શારદાથી** હસી જવાયું અને તે લજ્જાવિર્ભાવથી આડું જોતાં બહાર દોડી ગઇ.

* * * *

સ્વામીજીએ **મોહનાદેવીને** **મનહરલાલની** ઇચ્છા સંબંધે સર્વ વૃત્તાંત નિવેદન કર્યો હતો અને તેથી **મોહનાદેવી** અતિ આનંદમાં આવી ગઇ હતી. છેવટે પોતાનો પરિશ્રમ સફળ થવાનો વખત આવી પહોંચ્યો એ જોઇને તેને સંતોષ થયો હતો. ચાહ તૈયાર થવા આવી

હતી અને હજી મનહરલાલ ઉઠ્યો નહિ હોવાથી તેઓ તેની રાહ જોતાં જ બેઠકમાં બેઠાં હતાં. શારદા પણ ગુપ્ત રીતે સ્વામીજી અને મોહનાદેવીની વાતચીત સાંભળીને ઉલ્લસિત બની ગઇ હતી. માતાની આજ્ઞા વિના તે મનહરલાલને નીચે જવાનો સંદેશો આપી ગઈ હતી.

મનહરલાલ બિછાનામાંથી ઉઠીને નીચે આવ્યો અને ચાકરે તુરત તેના હાથમાં દાતણ પાણી આપ્યાં. તે કાર્યમાંથી પરવારીને તે બેઠકમાં આવ્યો ત્યારે ચાહના પ્યાલા ક્યારનાએ હાજર થઇ ગયા હતા. સ્વામીજીએ તેનો સત્કાર કરીને ચાહનો પ્યાલો તેના હાથમાં આપ્યો. સૌએ સાથે ચાહ પીવાની શરૂઆત કરી અને તુરત જ સ્વામીજીએ મુદ્દાની વાત આગળ કરતાં મનહરલાલને કહ્યું: "મીસ્તર મનહરલાલ! તમારી ઇચ્છા મેં મોહનાદેવીને જાહેર કરી છે અને તેમણે તે માટે ખુશીથી હા કહી છે. શારદાગૌરીનું પુનર્લગ્ન તમારી સાથે તે કરી આપશે, પરન્તુ એટલું તમારે ધ્યાનમાં રાખવું કે લગ્નક્રિયા થયા પહેલાં આ વાત કોઇને જણાવવી નહિ."

"જો તેમ કરવામાં હરકત હોય, તો હું કોઇને નહિ જ જણાવું; પરન્તુ લગ્નક્રિયા અહીં થશે, એટલે એ વાત છાની તો રહી શકવાની જ નથી." મનહરલાલે જણાવ્યું.

"છાની રાખવામાં અમારો કશો સ્વાર્થ નથી." મોહનાદેવીએ જણાવ્યું: "પરન્તુ જનસમાજ બહુધા પુનર્લગ્નનો વિરોધી છે એટલે બનાવ બન્યા પહેલાં વાત જાહેર થઈ જવા દેવી એ ઠીક નથી. વળી લગ્નક્રિયા અહીં નહિ પણ મુંબઇમાં કરવાનો અમારો ઇરાદો છે."

"તેનું શું કારણ ,વારૂ ?

“કારણ એ કે આ એક નાનું ગામ છે અને આવો બનાવ લોકોમાં કુતૂહળરૂપ લેખાવાથી કદાચ આપણને લોકો હરકત કરે. સ્વામીજી આપણી પાસે છે અને દીવાન સાહેબ સ્વામીજીના અનન્ય ભક્ત છે, એટલે કશી હરકત થવાનો સંભવ નથી, તોપણ આવા કામ માટે મુંબઇ વધારે સારૂં સ્થળ છે.” મોહનાદેવીએ ખુલાસો કર્યો.

“તોપણ ભલે, મને તે માટે કાંઈ જ વાંધો નથી.” એટલું કહેતાં ચાહનો પ્યાલો ખાલી કરીને મનહરલાલે તે હેઠળ મેલ્યો.

“આજે અમે સઘળી તૈયારી કરી રાખીશું અને કાલે સાંજે અહીંથી મુંબઇ તરફ રવાના થઇશું. સ્વામીજી! આપ પણ અમારી સાથે આવવાની તસ્દી લેશોને?”

સ્વામીજીએ ભાવ ખાતાં કહ્યું: “મારી શી જરૂર છે? અહીં રાજાજી મને નીકળવા દે તેવો સંભવ નથી કારણકે હાલમાં કોઇ કોઇવાર તે જ્યોતિષ્ શાસ્ત્રની સત્યતા વિષે મારી સાથે વિવાદ ચલાવે છે. તેટલા માટે મને તેમાંથી મુક્ત કરો તો સારૂં.”

“આપને મુક્ત કેવી રીતે કરી શકાય? ઘણું કરીને લગ્નક્રિયા આપે જ કરવી પડશે. માટે આપે કૃપા કરીને અવશ્ય આવવું.”

સ્વામીજીએ છેવટે હા કહી અને સઘળી વાત નક્કી થઇ. મોહનાદેવી આનંદપૂર્વક પોતાના જમાઇની સામે જોઈ રહી. ઘણે વર્ષે તેની અભિલાષા પૂરી થઇ. શિર ઉપરથી–મગજ ઉપરથી એક પ્રકારનો મોટો બોજો દૂર થયો હોય એવો સુખાનુભવ તેને થવા લાગ્યો. હર્ષના ઉભરામાં વારંવાર તેના મુખમાંથી સહજ સહજમાં સ્મિત સરકી જવા લાગ્યું.

તે આખો દિવસ મનહરલાલે મોહનાદેવીના આતિથ્યમાં ગાળ્યો. વેવીશાળ થયા પૂર્વે એક કન્યા જેવી રીતે નિરંકુશ હરી–ફરી

શકે છે તેવી રીતે વેવીશાળ થયા પછી શ્વસુર પક્ષનાં માણસોની સમીપ તે હરી ફરી શકતી નથી, કારણકે આર્યસંસારનું લજ્જાબંધન ત્યાં આડું આવે છે. શારદાગોરીની પણ હવે તેવી જ સ્થિતિ થઇ. તે કોઈના દેખતાં મનહરલાલની સમક્ષ આવજા કરી શકતી નહિ, અને તેથી સાંજ પડતાંસુધી તો તેને એ રીતે કેદખાનું જ વેઠવું પડયું. પરન્તુ રાત્રિએ જમ્યા પછી તેના શરીરમાં કાંઇ વિલક્ષણ સ્ફૂર્તિ આવી. મનહરલાલનું મુખદર્શન કરીને તેની સાથે આનંદપૂર્વક થોડીએક વાતચીત કરવાની ઇચ્છા તેને થઈ આવી. શારદાને કોઇના શીખવ્યા વિના ચોરી કરતાં આવડતી નહોતી, તો પણ આ વખતે તેના મનોભાવે જ તેને તે વિદ્યા શીખવી. જમીને સ્વામીજી રાજાજીના આમંત્રણ ઉપરથી રાજમહેલમાં ગયા હતા તે મોડેસુધી આવ્યા નહોતા. શારદા પોતાના ઓરડામાં કયારનીએ સૂઇ ગઇ હતી અને સ્વામીજીની રાહ જોઇને છેવટે મોહનાદેવી પણ સૂઇ ગઇ. આ વખતે બરાબર લાગ સાધીને શારદા ધીમેથી પોતાનો ઓરડો ઉઘાડી મેડે ચડી અને મનહરલાલ સૂતો હતો તે ઓરડામાં જઇ પહોંચી. દીવો નાનો કરીને મનહરલાલ સૂતો હતો પણ તેને ઉંઘ આવી નહોતી. ઓરડામાં કોઇનો પગરવ સાંભળીને આંખો ઉઘાડી તે બોલી ઉઠયો: "કોણ! સ્વામીજી આવ્યા?"

"ના; બહુ મોડું થયું છે એટલે સ્વામીજી હવે આવશે નહિ. એ તો હું છું."

મનહરલાલે તુરત સ્વર ઓળખી કાઢયો. શરીર ઉપરથી શાલને બાજુએ ફેંકી દઇને તે પલંગમાં બેઠો થયો અને બોલ્યો: "તમે કયાંથી?"

"આ તો આખો દિવસ કેદખાનામાં જ રહેવું પડયું, એટલે

અત્યારે લાગ જોઇને આવી છું."

"ઠીક કર્યું. કાંઇ કામ છે?"

શારદા શરમાતી પણ સ્મિત કરતી બોલી: "કામ? કામ તો ક્યાં ખૂટવાનું છે? ભવિષ્યની કાંઈ કાંઇ ઘડભાંજો કરવાનું હવે આપણે માથે આવી પડશે."

મનહરલાલ પણ આનંદરોમાંચિત થઇને બોલ્યો: "બરાબર કહ્યું. જ્યારે આપણું જીવન સાથે જોડાવાનું છે, ત્યારે જીંદગીના અવનવા કોયડા ઉકેલવાનો બોજો પણ આપણે માથે જ હોયને. તમે ઉમરલાયક, સમજુ અને ભણેલાં ગણેલાં છો એટલે કેટલાક મુસ્કેલ કોયડા ઉકેલવામાં તમે મને ઠીક મદદ કરી શકશો."

"એવો એક ગુંચવણવાળો કોયડો ઉકેલવાની ચિંતાને લીધે જ હું અત્યારે તમારી પાસે આવી છું. મુંબઇ ગયા પછી ક્રિયા થયા પહેલાં તમારે મને કેટલીક લગ્નની ભેટો આપવી પડશે, તો તમારી પાસે કાંઇ રૂપિયા દાગીના છે કે નહિ?"

"અને ન હોય તો?" મનહરલાલે પૂછ્યું.

"તો કાંઇ ચિંતા નથી. તમારે મને કાંઈ આપવું જોઈએ તેટલા માટે થોડો દેખાવ તો કરવો જ ને? એટલે અહીંથી જ તેવી થોડીએક જણસો સાથે લઇ લેવાશે."

શારદા પોતાની શ્રદ્ધાળુ અને સુખદુઃખભાગિની અર્ધાંગના બની ગઇ હોય તેવા પ્રકારની કાળજી મનહરલાલ અત્યારે તેના હૃદયમાં જોવા લાગ્યો. સંસારમાં અત્યંત સુખરૂપ જીંદગી ગાળવાની જિજ્ઞાસાવાળા પુરૂષને જેવી ગૃહિણી જોઇએ, જેવા સદ્ગુણોનો વાસ તેના હૃદયમાં થએલો જોવાની પુરૂષ આશા રાખે, તેવા જ સદ્ગુણોવાળી-ગૃહિણી તરીકે શારદાગૌરી પોતાને સંપૂર્ણ સંતોષ આપી

શકશે એવું મનહરલાલને ભાન થવા લાગ્યું. અહો ! જે પ્રકારના સુખને માટે પુરૂષો ઉંચું કુળ, ધનવાન કુટુંબ અને સુશિક્ષિત કન્યા શોધી કાઢવાને અવિશ્રાન્ત શ્રમ ઉઠાવે છે તે જ પ્રકારનું સુખ એક વિધવા બાળા પોતાને જો સંસારમાં આપી શકતી હોય, તો પછી શામાટે તેનું ગ્રહણ ન કરવું ? એવો પ્રશ્ન પોતાના મન સાથે પૂછતાં મનહરલાલ આ લગ્ન કરવાને વધારે દૃઢ વિચારનો બન્યો. તેનું હૃદય શારદાના એ ઉત્તરથી તેના ઉપરના પ્રેમને લીધે ભરાઇ આવ્યું અને તે એકદમ ઉભો થઇ ગયો. શારદાને બાથમાં લઇને એક સપ્રેમ ચુંબન લેવાના ઉમળકાથી તે ઉન્મત્ત બની ગયો અને તેની તરફ આગળ વધ્યો. પરન્તુ શારદા સ્મિત કરતી પાછે પગલે દૂર ખસી ગઈ. મનહરલાલ વિવેક અને વિશુદ્ધિની મર્યાદાને સાચવતો ઉભો રહ્યો અને બોલ્યો: " શારદા ! પ્રિય શારદા ! તારા હૃદયનું મૂલ્ય–ખરેખરૂં મૂલ્ય હવે હું સમજ્યો. તારા ભાવી પતિ તરીકે તારે મારા સુખ સ્વાસ્થ્ય અને સંતોષને માટે કેટલી કાળજી રાખવી જોઇએ તે વિષેનું સંપૂર્ણ જ્ઞાન તારામાં છે એવું હવે હું જોઈ શક્યો છું અને મારૂં હૃદય આર્દ્ર બની ગયું છે. તું એક રત્ન છે અને તેવું રત્ન મેળવવાને હું અનાયાસે ભાગ્યશાળી થવા માટે ઈશ્વરનો કેટલો આભાર માનું ?"

શારદા સસ્મિત વદને આડું જોઇને પોતાના ગુણોનું એ કથાપુરાણ શાંતિથી સાંભળી રહી અને પછી બોલી : "ઇશ્વરનો આભાર માનવાનો વખત હજી આગળ ઘણોએ આવે છે; હું અહીં મારી પ્રશંસાની પારાયણ સાંભળવા આવી નથી."

"સત્ય છે, પરન્તુ મારા મનમાં ઉત્પન્ન થએલા વિચારો મારાથી પ્રકટ કર્યા વિના રહેવાતું નથી. હવે હું તારા પ્રશ્નનો ઉત્તર આપું

છું. મારી પાસે દાગીના નથી પણ પૈસા છે અને તેમાંથી તને જે કાંઈ જોઇશે તે હું ખરીદી શકીશ તેમાટે તારે નિશ્ચિંત રહેવું. કહે, હવે કાંઇ સંસારના બીજા કોયડા ઉકેલવાના છે?"

"ના, આ તો મને વિચાર થઇ આવ્યો તેથી તમને પૂછવાને ચોરી-છૂપીથી આવી પહોંચી છું. મારી સાથેના લગ્નથી તમને તમારાં સગાં-મિત્રો તરફથી કાંઇ અડચણ નહિ આવ ને?"

"મારાં સગામાં હું એકલો છું અને મિત્રો તો તારી સાથેના મારા લગ્નને ટેકો આપે એવા છે. મારૂં વતન તો અહીંથી ઘણું દૂર છે તે તું જાણે છે."

"ના, તમારા મૂળ વતનના ગામની મને ખબર નથી."

"મારૂં વતન જૂનાગઢ પાસેનું એક ગામડું છે."

"જૂનાગઢ પાસેનું ગામડું? કાલે તો તમે રાજકોટ પાસેનું એક ગામડું તમારૂં વતન છે એમ કહેતા હતા, નહિ વારૂ?"

મનહરલાલ અચકયો. પોતે એક ગંભીર ભૂલ કરી હતી એવું હવે તેને સમજાયું. પોતાની પ્રિયતમાના હૃદયમાં અંદેશો ન ઉત્પન્ન થાય તે માટે તે બોલ્યો: "ગઇ કાલે મેં એમ કહ્યું હતું ખરૂં, પરન્તુ તેમ કહેવાનું એક ખાસ કારણ હતું."

"અને તે કારણ જાણવાનો મને કાંઇ અધિકાર ખરો કે નહિ? શારદાએ પૂછ્યું.

"શામાટે નહિ? મારી સઘળી વાતો જાણવાનો અધિકાર તને પ્રાપ્ત થયો છે. તારાથી હું કશું ગુપ્ત રાખવા ઇચ્છતો નથી. ખરી રીતે હું જૂનાગઢ પાસેના જ એક ગામડામાં રહેતો હતો અને ત્યાં મારૂં ઘર તથા સગાંઓ છે, પરન્તુ કેટલાંક કારણોથી હું કોઇને મારી અને મારા વતનની ખરી ઓળખાણ આપતો નથી અને

તેથી હું રાજકોટ પાસેના એક ગામડાનો મૂળ વતની છું એમ સૌ કોઇને કહું છું. છતાં તને કશો અવિશ્વાસ ઉત્પન્ન ન થાય તેટલા માટે મારે કહેવું જોઇએ કે હું શુદ્ધ વણિક કુટુંબમાં જન્મેલો છું અને હજીસુધી મેં લગ્ન કર્યું નથી કે અનીતિમાં એક ડગલું પણ ભર્યું નથી."

**શારદા**ને **મનહરલાલ**ના નિખાલસ હૃદયપ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો હતો. તે બોલી: "તમારા ઉપર હું કાંઇ અવિશ્વાસ રાખતી નથી, પણ શાં કારણોને લીધે તમે કોઇને તમારી ખરી ઓળખાણ આપતા નથી તે શું મને નહિ કહો?"

"તું એટલી અધીરી શાને થાય છે? અવશ્ય હું તને એ વાત કહીશ; અને તારાથી છાનું કાંઈ જ નહિ રાખું."

"અત્યારે તો છાનું રાખો છો. મને તમારાપર વિશ્વાસ છે એટલો તમને મારાપર વિશ્વાસ નથી! હશે, જેવી તમારી મરજી." **શારદા**ના વદનપર ઉદાસીનતાની રેખાઓ ચડી આવી.

"વાહ! એવી સહજ વાતમાં શું તું દીલગીર બની જાય છે? જો અહીં આવ, હું તને કાંઇક કહું." એમ કહીને **મનહર-લાલ** આગળ વધ્યો. **શારદા**નો હાથ પકડીને તેને પલંગની ઇસપર બેસાડી અને તેના ખભાપર પ્રેમસહ હાથ મૂકીને તેના વદન સામે જોઇને ધીમેથી કહ્યું: "સાંભળ, હું એક ઉંચા વણિક કુળમાં જન્મેલો છું, પરન્તુ એક ઘણા જ માઠા બનાવથી મારા કુટુંબને માથે કાળું કલંક ચોંટયું છે, તે કારણથી હું મારી ખરી ઓળખાણ કોઇને આપતો નથી, એટલું જ નહિ પણ મારા વતનના ગામડાનું ખરૂં નામ પણ હું કોઇને આપતો નથી, કારણકે એ બનાવ મને મોટી શરમ અને નામોશીમાં મેલી દે છે. તને તો હું એ વાત અવશ્ય

કહીશ, પરન્તુ તે અત્યારે ન કહું તેમાં આટલી દિલગીર શાને બની જાય છે?"

**મનહરલાલના** હસ્તસ્પર્શથી **શારદા** રોમાંચ અનુભવતી અને સહજ અકળાતી–ધ્રૂજતી બેઠી હતી. તેને જરા દૂર ખસીને બેસવાનું મન થતું હતું, પરન્તુ કોણ જાણે શાથી તે તેમ કરી શકતી નહોતી. તે બોલી: "પણ તમે હજીએ મારાથી એટલો પડદો રાખો છો ખરા ને?"

"અહો! એ શું બહુ અગત્યની વાત છે કે તું તે જાણવાને ઉત્સુક બને છે? ત્યારે સાંભળ. હું જ્યારે કેવળ એક નાનો બાળક હતો ત્યારે મારી એક વિધવા બ્હેન એક બ્રાહ્મણના છોકરાને લઇને પરદેશ નાસી ગઈ હતી. આ બનાવ એ ગામડામાં એટલો ચુંથાયો કે મારાં માતાપિતા ઉંચું મ્હોં લઇને ઘરની બહાર પણ નીકળી શકતાં નહિ! તેમણે તેને પરદેશમાં જ્યાં હોય ત્યાંથી પકડી લાવીને કુળની આબરૂ સાચવવા બહુએ મહેનત કરી. મારા પિતા બે ત્રણ માસ સુધી જુદા જુદા મુલકોમાં ફરી આવ્યા પણ તેનો પત્તો લાગ્યો નહિ. આથી નિરાશ થઇને અને પોતાની ઉજળી કીર્તિ ઉપર એવો કલંકનો ડાઘ સહન ન કરી શકવાને લીધે મારાં માતા પિતાએ એક રાત્રે ઝેર પીને આપઘાત કર્યો! તે વખતે હું માત્ર બે વર્ષની વયનો હતો અને માતા પિતાના મરણથી હું નિરાધાર બની ગયો. કેટલાક વખત પછી એ બ્રાહ્મણના કુટુંબીઓએ એ બન્ને જણાનો પત્તો લગાડ્યો હતો પરન્તુ પુનઃ તેઓ તેમના હાથમાંથી છટકી ગયાં તે ફરી આજસુધી કોઇના જોવામાં આવ્યાં નથી! આવા કલંકિત કુળમાંનો હું છું એવી ઓળખાણ મને શરમભરેલી થઇ પડે અને મારાં માતા પિતાના મરણથી તો મારી બ્હેનવાળો બનાવ

છાપાદ્વારાએ આખા દેશમાં એટલો ફેલાઇ ગયો હતો કે મારા વતનના ગામડાનું નામ કોઇ અજાણ્યો માણસ પણ સાંભળે કે તુરત જ તે બોલી ઉઠે કે: 'પેલી વિધવા દિકરી પાછળ આપઘાત કરનાર માબાપવાળું ગામ કે ?' આવી શરમભરેલી ઓળખાણ આપવામાં શો લાભ છે, **શારદા** ?"

"ઠીક, હું સમજી; પણ હજી તમારૂં વતનનું ગામડું મારા ધ્યાનમાં આવ્યું નથી."

"તે ગામડાનું નામ **ભૂજંગપુર**."

"**ભૂજંગપુર** ?!" **શારદા** એકાએક ચમકી ગઈ. **મોહના**-**દેવી**એ પોતાના વતનના ગામડાનું નામ **ભૂજંગપુર** કહ્યું હતું, તે તેને સાંભરી આવ્યું અને તેની છાતી જોરથી ધબકવા લાગી. તે અધીરી થતી બોલી: "ત્યારે તમારી એ વિધવા બ્હેનનું નામ મને કહેશો ?"

"મને માફ કર, **શારદા** ! એ દુષ્ટાનું અપવિત્ર નામ મારે મ્હોંએ શાને બોલાવે છે ?"

"નહિ, મને એ નામ જલ્દી કહો; અનેક શંકાઓથી મારૂં મગજ સંતપ્ત બની જાય છે, માટે કૃપા કરીને એ નામ સત્વર કહો!" **શારદા** મ્હોં ઉપર ગભરાટ દર્શાવતી બોલી.

**શારદા**ની અધીરાઇનું કારણ **મનહરલાલ**ના સમજવામાં આવ્યું નહિ. તેની અધીરાઇ અને અકળાએલી મનોવૃત્તિ તે જોઇ શકયો પરન્તુ તેનું કારણ કળી શકયો નહિ. તેણે અણગમો બતાવતાં ઉત્તર આપ્યો: "મારી બ્હેનનું નામ ગૌરી હતું !"

"હેં !!" **શારદા** ચમકીને પલંગથી દૂર ખસી ગઇ અને બોલી: "હેં ! હેં ! ત્યારે તમારૂં ખરૂં નામ **મનહરલાલ** નહિ પણ **માણેકલાલ** હોવું જોઇએ ! હા ઇશ્વર ! તેં આ શું કર્યું !!"

**શારદા**ની આંખે અંધારાં આવવા લાગ્યા અને તે એકાએક ભોંયપર બેસી ગઈ. બન્ને હાથવડે તેણે પોતાનું મ્હોં ઢાંકી દીધું !

**શારદા**ના મુખમાંથી પોતાના ખરા નામનો ઉચ્ચાર થએલો સાંભળીને **મનહરલાલ** પણ ચમકી ગયો અને એકદમ ઉભો થઇ ગયો. તે બોલી ઉઠ્યો: " તારા જાણવામાં એ નામ ક્યાંથી આવ્યું ?"

**શારદા**એ કશો ઉત્તર આપ્યો નહિ. તેના વદન ઉપર ગ્લાનિ, હૃદયમાં ગભરામણ અને આંખોમાં અશ્રુધારા હતી. આ બનાવ જોઇને **મનહરલાલ** પણ દિગ્મૂઢ બનીને ઉભો રહ્યો અને **શારદા**ની આ સ્થિતિનું કશું કારણ સમજી શક્યો નહિ. તે ધીમે પગલે **શારદા**ની તરફ ગયો અને તેની સમીપ બેસીને બોલ્યો: " **શારદા** ! આટલી ગભરામણનું શું કારણ છે તે મને કહીશ ? "

**શારદા** ખિન્ન વદને અને ધીમે સ્વરે બોલી: "**માણેકલાલ** ! ઇશ્વરે આપણને એક મોટા અપરાધમાંથી બચાવી લીધાં છે. તમારી બ્હેન **ગૌરી** તે જ મારી માતા **મોહનાદેવી** છે. હું તેની પુત્રી છું અને તમે મારા મામા થાઓ છો ! ઓ ધરતી માતા ! તારૂં મ્હોં ઉઘાડ અને મને તેમાં સમાવી લે ! " એટલું બોલતાં **શારદા**એ પુનઃ પોતાનું મ્હોં બન્ને હાથવડે ઢાંકી દીધું.

**મનહરલાલ** તો આ સાંભળીને દિગ્મૂઢ બની ગયો ! આ આકસ્મિક બનાવ તેણે સ્વપ્નમાં પણ કલ્પ્યો નહોતો ! છતાં હજી તેના મનની ગુંચવણ દૂર થઇ નહોતી. તે બોલ્યો: " **શારદા** ! આપણે બન્નેએ એક બીજાનો સરખો અપરાધ કર્યો છે. પણ એ વાત બરાબર બંધ બેસતી નથી અને તે એ છે કે મારી વિધવા બ્હેનને કશું સંતાન જ નહોતું અને તું કહે છે કે તું તેની પુત્રી થાય છે !"

" ઓ પ્રભુ ! શું તમે એ ખરૂં કહો છો ? હાય ! હવે હું

સઘળું સમજું છું ! મારી દુષ્ટ માતાનું સઘળું તરકટ હવે મારા ધ્યાનમાં આવે છે ! હું કુંવારી હોવા છતાં મને વિધવા બનાવવાનું, પોતાનું નામ બદલવાનું અને નીચ સ્વામીજી સાથેના વ્યવહારનું સઘળું રહસ્ય મારી આગળ ખુલ્લું થાય છે !" એટલું બોલી દાંત પીસતી અને ભૃકુટી સંકોચતી **શારદા** ચૂપ બેસી રહી. તેની આંખો સામે ભૂતકાળના અનેક બનાવો તરી રહ્યા. પોતે સ્વામીજી અને **મોહનાદેવીની** પુત્રી છે અને સુવંશજાત કુમારિકા નથી એ હવે તેના ધ્યાનમાં આવ્યું. દુરાચારી માતાપિતાના ફરજંદ તરીકે કેવું અનિષ્ટ જીવન પોતાને ગળવું પડે છે, જનસમાજમાં પોતે કેટલી તિરસ્કારને પાત્ર બને છે: એ સઘળું, આ ધટસ્ફોટ થઇ જતાં, હવે તે સમજી. પોતાની માતાનું પૂર્વ ચરિત્ર આજે તેના જાણવામાં આવ્યું, અને એ પૂર્વ ચરિત્રના જ ફળરૂપે પોતે જન્મી હોવા છતાં તેને તે માટે માતા ઉપર અત્યંત તિરસ્કાર આવ્યો. **શારદા** અનીતિને હૃદયથી ધિક્કારતી હતી, છતાં માતાની આજ્ઞાનો લોપ નહિ કરવાને તેણે ઘણાં નીતિને નહિ શોભે તેવાં કામો કર્યાં હતાં. અત્યારે હવે તે અંતઃકરણથી માતાને ધિક્કારવા લાગી અને એવી દુષ્ટ માતાની આજ્ઞાનો લોપ કરવો તે પાપ નહિ પણ ધર્મ છે એવી તેની દૃઢ માન્યતા થઇ ગઇ.

**મનહરલાલ** પોતાની બ્હેનના ચરિત્રથી હવે સર્વાંશે જાણીતો થઇ ગયો. **શારદાના** ઉદ્ગારો ઉપરથી તે તેને ઓળખી શક્યો. પોતાની બ્હેનની **શારદા** જેવી પુત્રી જોઇને તેને આનંદ થવાને બદલે વિધવા બ્હેનના એ દુરાચારનું ફળ હોઇ તેને વિશેષ ખેદ થયો, છતાં **શારદા** ઉપર તો તેને દયા જ આવી. પોતાની બ્હેનની આવી કુટીલતાને માટે **મનહરલાલ** ક્રુદ્ધ બની ગયો. પોતાનાં માતા

પિતાના ઘાતના કારણરૂપ એ બ્હેનનો ઘાટ શા માટે ન ઘડી નાંખવો એવો એક વિચાર એ જ ક્ષણે તેના મગજમાં આવ્યો, પરન્તુ તત્ક્ષણ તે વિચાર શાન્ત થઇ ગયો. જેમ બને તેમ એ અધમ સ્થાનમાંથી ચાલ્યા જવું અને પુનઃ એ દુષ્ટ ભગિનીનું મ્હોં ન જોવું એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો અને કહ્યું: '**શારદા** ! આપણે પાપથી બચી ગયાં, પણ હવે હું અહીં વધારે વાર રોકાવા ઇચ્છતો નથી, અને હું જઉં છું એમ કોઇને જણાવવા પણ ઇચ્છતો નથી; મને રજા આપ અને ખડકી ઉઘાડી આપ એટલે હું મારે ધર્મશાળામાં ચાલ્યો જઉં અને પરોઢ થતાં આ **ભદ્રપુર**નો પણ ત્યાગ કરી જઈશ."

**શારદા** બોલી: "તમે ન કહ્યું હોત, તોપણ મેં તમને એવી જ સલાહ આપી હોત." એમ કહી. તે ઉઠી ને **મનહરલાલે** પોતાનાં કપડાં પહેરી લીધાં અને તે **શારદા**ની પાછળ પાછળ ઓરડામાંથી બહાર નીકળ્યો. નોકર ચાકર સૌ ગાઢ નિદ્રામાં પડ્યાં હતાં. **શારદાએ** આગળ જઇને ખડકી ઉઘાડી અને **મનહરલાલ** બહાર નીકળી ગયો. ખડકીની બહાર ક્ષણભર ઉભો રહીને **શારદા**ની તરફ નજર કરીને તે બોલ્યો: "**શારદા** ! વિદ્વાનોએ કહ્યું છે કે **માતા શત્રુર્વ્યભિચારિણી** એ ભૂલીશ નહિ અને તારૂં સરલ દિલ હોવાથી હું છેવટે જતાં જતાં તને કહું છું કે એવી માતાનો ત્યાગ કરવામાં જ તારૂં હિત છે." એટલું કહી ઉત્તરની પણ રાહ જોયા વિના **મનહરલાલ** ગુપચુપ સીધો ચાલ્યો ગયો. **શારદા** ક્ષણભર તેને દૂર જતો નિહાળી રહી અને ધીમેથી ખડકી બંધ કરી પોતાના ઓરડામાં પેસી ગઇ.

અધમ જનોનો ત્યાગ કરતાં પણ સજ્જનોને ચોરીનો આશ્રય સેવો પડે છે, એ આ જગતનું એક આશ્ચર્ય છે !

---

## પ્રકરણ ૭ મું.

### શારદાનું બંડ.

And should my future lot be cast,
With much resemblance of the past?

*Cowper.*

પ્રભાત ઘણું ભયંકર નીવડ્યું. રાત્રે નહિ આવ્યા હોવાથી સ્વામીજી સ્હવારમાં વ્હેલા મોહનાદેવીને ત્યાં આવી પહોંચ્યા. મોહનાદેવી વહેલી ઉઠીને મુંબઇની મુસાફરીને માટે તૈયારી કરવામાં રોકાઈ હતી. શારદાગૌરી હજી પોતાના સુવાના ઓરડાની બહાર આવી નહોતી. સ્વામીજી પરભાર્યા બેઠકમાં જઇને બેઠા અને મોહનાદેવી પણ સ્વામીજીની સામે જઇને ઉભી રહી. સ્વામીજીના વદન ઉપર અત્યારે ચિંતા અને ગંભીરતા છવાએલી નજરે આવતી હતી. મોહનાદેવી તેમને વિષાદવશ જોઈ શકી પરન્તુ તેનું કારણ સમજી શકી નહિ એટલે તેણે પૂછ્યું: " કેમ કાંઈ નવા સમાચાર છે ? "

" અરે ! સત્યાનાશ વળી ગયું ! પેલો મનહરલાલ તો જતો રહ્યો ! " સ્વામીજીએ કહ્યું.

" શું કહ્યું ? જાય કયાંથી ? એ તો ઉપર સૂતો હશે ! " મોહનાદેવીએ ચમકી જઇને પૂછ્યું.

" નહિ, નહિ ! એ તો પરોઢની ગાડીમાં ચાલ્યો પણ ગયો. ધર્મશાળામાં તેનો સામાન હતો તે લઈ ગયો અને તે જતી વખતે મેં તેને પૂછ્યું એટલે તેણે માત્ર એટલું જ કહ્યું કે ' લગ્ન કરવાની મારી ઇચ્છા નથી ! ' "

" શું એ ખરી વાત ? તેણે આપણી મુદ્દાની વાતો જાણી હશે ? શા કારણથી તે એકાએક એમ છટકી ગયો ? " **મોહનાદેવી** એ પ્રશ્ન સ્વામીજીને પૂછે છે, એટલામાં તો **શારદાગૌરી** આખી રાતના ઉજાગરાથી બનેલાં લાલચોળ નેત્રો સમેત શિકાર કરવાને તલપ મારવાની તૈયારી કરતી વાઘણની પેઠે ધીમે ધીમે પગલાં ભરતી ઓરડામાં આવી અને સ્વામીજી તથા **મોહનાદેવી**નું ધ્યાન તેના તરફ ખેંચાયું. **શારદાગૌરી** બન્નેની સામે આવીને તેમની તરફ કરડી નજર કરી ગંભીર ભાવે ઉભી. **મોહનાદેવી** બોલીઃ " કેમ **શારદા** ! આજે તારૂં શરીર કાંઈ સારૂં નથી શું ? "

" મારૂં શરીર ? મારૂં શરીર સારૂં છે, પણ મન ગાંડું બની ગયું છે. બા ! આ પ્રપંચના ભંડારમાં રહેવાની હવે મારી ઈચ્છા નથી; માટે મને જલદી રજા આપ ! " **શારદા**ના વદન ઉપર ઉશ્કેરાએલી અવસ્થાને લીધે લોહી તરી આવ્યું. નસો ફૂલી જતી સ્પષ્ટ દેખાવા લાગી.

**મોહનાદેવી** અને સ્વામીજીએ વજ્રપાતની પેઠે આ આકસ્મિક શબ્દો સાંભળ્યા. વસ્તુતઃ શો પ્રકાર બન્યો છે તે તેમના જાણવામાં આવ્યો નહોતો. **મોહનાદેવી** આશ્ચર્યથી **શારદા**ની સામે જોઇ રહીને બોલીઃ " તને શું થયું છે, **શારદા** ? "

" મને શું થયું છે ? હેં મને શું થયું છે ? પણ તને શું થયું છે બા ?! મને જન્મ આપીને મારા જનકને જો ભગવાં જ પહેરી લઇને દુનિયાને ઠગવાની ઈચ્છા હતી, તો શામાટે તમે મને જન્મતાં વાંત જ ઝેર આપીને ન મારી નાંખા કે તમારા આ દુરાચારો જોવા અને બળી જવા માટે ઉછેરીને આવડી મોટી કરી ? "

" **શારદા** ! **શારદા** ! તું ખરેખર ઘેલી બની ગઇ છે ? તારૂં મગજ ઠેકાણે નથી શું ? " **મોહનાદેવી** તો **શારદાના** આ શબ્દો સાંભળીને બાઘા જેવી બની ગઇ.

" મારૂં મગજ એવે ઠેકાણે છે કે જ્યાં તારૂં મગજ પહોંચી શકશે નહિ! હાય ! હાય ! તારૂં દુષ્ટ વર્ત્તન છુપાવવાને તું મારાથી કેવું તરકટ રમી છું તે મારા ધ્યાનમાં આવે છે, ત્યારે હું વિના અગ્નિએ બળીને ભસ્મ થઇ જઉં છું. હા ! મને ખબર છે કે મારો જનક મરણ પામ્યો નથી, પણ અત્યારે મારી સામે ભગવાં કપડાં પહેરીને બેઠો છે ! હું જાણું છું કે હું વણિક માતા અને બ્રાહ્મણ પિતાની વર્ણસંકર પુત્રી છું ! મારા ધ્યાનમાં છે કે તમે તમારી અપકીર્તિ અટકાવવા માટે મને વિધવા બનાવીને ગમે તેને આપી દેવાનો નિશ્ચય કર્યો છે; પણ—પણ—જો તમને હું કંટકરૂપ જ હોઉં, તો મને રજા આપો અને હું મારે ચાલી જઇશ, પરન્તુ મારી પાસે વેશ્યાનું કાર્ય કરાવવાની તમારી ધારણા હું પાર પડવા નહિ દઉં ! ! "

સ્વામીજી અને **મોહનાદેવી** આ આકસ્મિક ધડાકો સાંભળીને એક બીજાની સામે જોતાં અવાચ્ય બેસી રહ્યાં. **મોહનાદેવી** સમજી કે ગમે તે કારણથી પણ પોતાનું સઘળું પોગળ વેરાઈ ગયું છે. ઉમરલાયક પુત્રીની પાસે હવે માતા તરીકેનું માન જળવાય એવો સમય નથી રહ્યો એવું તે ચતુર સ્ત્રી સમજી ગઇ. ઉશ્કેરાએલી **શારદાને** જરા શાન્ત પાડવાનો પ્રયાસ કરતાં **મોહના** બોલી: " ઘેલી ! આવું શું ગાંડું ગાંડું બોલે છે ? અહીં આવ, મારી પાસે બેસ. તારૂં કહેવું હું કાંઇ સમજી શકતી નથી. તારે મને જે કહેવું હોય તે શાંતિથી અને બહુ જ ધીમે સ્વરે કહે. "

" શાન્તિનો મેં ત્યાગ કર્યો છે અને જીવન અશાન્તિમાં જ પૂરૂં કરવાનો મેં નિશ્ચય કર્યો છે. હું વિધવા નથી, પરિણીતા નથી પણ કુમારિકા છું અને કૌમાર અવસ્થામાં જ જીવનપર્યંત રહેવું એવો મારો નિશ્ચય છે. તું મારૂં કહેવું સઘળું સમજે છે, પણ નહિ સમજવાનો ઢોંગ કરે છે તે હું જાણું છું, બા !" **શારદાએ** આમન્યાનો સદંતર ત્યાગ કરીને કહ્યું.

**મોહનાદેવી** અકળાઇ. **શારદાને** શાન્ત કરવાનું મુશ્કેલ જણાયું. તેણે ધીમેથી પૂછ્યું: " તું હમણાં જે આ વાત બોલી ગઇ તે તેં કોની પાસેથી મેળવી ? "

" હા ! ઇશ્વર ! એક પાપના પરિણામે જ હું જગતમાં અવતરી છું. પણ તેં તો એક મોટા પાપમાંથી મારૂં રક્ષણ કર્યું ! બા ! બા ! હું તને શું કહું ! મારા મનની શાંતિ હું સાચવી શકતી નથી ! તું નહિ જાણતી હોય કે તું મને મારા મામાની વેરે પરણાવી દેવાની તૈયારી કરી રહી હતી !"

**મોહનાદેવી** સફાળી ઉઠ્યા અને આશ્ચર્યથી બોલી : " હેં હેં ! એ શું ખરી વાત ? શું એ **માણેકલાલ** હતો ? "

" હા, એ **માણેકલાલ** જ હતો અને તેં તારા દુષ્ટ કૃત્યથી તેના કુળને જે કલંક લગાડ્યું છે, તેથી શરમાઇને તે પોતાનું નામ ઠામ તથા ઓળખાણ બદલાવીને ફરે છે ! હું હવે તને પગે લાગીને કહું છું કે મને કૃપા કરીને જવા દે; તારી સામે મારાથી ઉભા રહેવાતું નથી. " **શારદાએ** હિંમતથી માતાની ઉપર તિરસ્કાર દર્શાવ્યો.

**મોહનાદેવી** તેની સામે કઠોરતાથી નજર કરીને બોલી: " જો **શારદા** ! હું ગમે તેવી છું, તોપણ તારી જનેતા છું અને તું આવી

ઉદ્ધતાઇથી વર્તીશ તે ચાલશે નહિ. જે કાંઇ બની ગયું છે તે કાંઇ હવે નહિ બનવાનું થશે નહિ, માટે મુંગે મોઢે જે બને તે જોઇ રહેવું એ જ ડહાપણનું કામ છે. તને પરણાવીને સુખી કરવા માટે હું કેટલી ઉત્સુક છું તે શું તુ નથી સમજતી ?”

“ હા, તારી ઉત્સુકતા હું સમજુ છું ! ” **શારદા** દાંત પીસીને બોલી: “ જો તું ખરેખરી ઉત્સુક છે, તો શામાટે તેં મને વિધવા બનાવી છે ? ”

“ તને જો હું કુમારિકા રહેવા દઉં તો તારાં જાતિકુળ દર્શાવવાં પડે અને તે છુપાવવા માટે મેં તને વિધવા બનાવી છે કારણકે વિધવાવિવાહ કરનાર તેવાં જાતિકુળની પરવા રાખતા નથી એ જાણીતી વાત છે. તને કુમારિકા રાખીને હું તારે માટે વણિક્ કુળનો જ વર ક્યાંથી લાવી શકું ? ”

“ મારાં જાતિકુળ શું અધમ છે ? તું અને સ્વામીજી ખુલ્લી રીતે સંસારમાં રહો, એટલે મને વિધવાનો વેશ પહેરવો નહિ પડે ! પણ નહિ ! તમે તો તમારી આબરૂ જાળવવાને મારો ભોગ આપવાને તૈયાર છો તે હું સમજુ છું ! પણ હું પરણીશ તો કુંવારી તરીકે પરણીશ, પણ વિધવા તરીકે નહિ. આ મારો છેલ્લો જવાબ છે અને જો તે નહિ માનો તો કાલે સ્હવારે હું ઘરમાંથી ચાલી જઇશ અને મને ફાવશે તેમ કરીશ. ” એમ કહેતી **શારદા** એકદમ બેઠકના ઓરડામાંથી ચાલી ગઇ અને પોતાના સુવાના ઓરડામાં જઇ દ્વાર બંધ કરીને બિછાનામાં અનેકાનેક વિચારો કરતી પડી.

**શારદાનું** આ બંડ જોઇને સ્વામીજી તો બિલકુલ ગભરાઇ ગયા હતા. **મોહનાદેવી** કરતાં પોતે વિશેષ ભયમાં સપડાયા હતા એવું તેમના સમજવામાં આવ્યું કારણકે પોતે જે કાંઇ માન

મેળવ્યું હતું તે **શારદા**ની ઉદ્ધતાઇથી ક્ષણમાત્રમાં જ અદૃશ્ય થઇ જાય અને લોકોનો ફિટકાર મળે એવો તેમને સંપૂર્ણ ભય હતો. **શાર-દા**ની ફાટેલી રોષભરી આંખ હજી તેમની નજર સામે તરવરી રહી હતી. તેનો જુસ્સો અને ધાંટો તેમને સાંભરતાં હતાં અને તે ઉપરથી ભય લાગતો હતો કે **શારદા** એવો કાંઈ અનર્થ કરી વાળશે કે જેથી તેમને કદાચ આપઘાત કરવો પડશે !

**શારદા** ચાલી ગઈ એટલે સ્વામીજી અને **મોહનાદેવી** ક્ષણ-ભર એક બીજાંની સામે નિહાળીને ચૂપ બેસી રહ્યાં. કેટલીક વારે સ્વામીજીની જિહ્‌વા ઉપડી: " કેમ શું ધાર્યું ? આ છોકરીનો આવો મિજાજ તો મેં આજે જ જાણ્યો. મને ખબર નહિ કે તેનું દિલ આટલું બધું સખ્ત હશે. તે કાંઇ અનર્થ કરી વાળે તેનો મને બહુ ભય રહે છે."

" મારા મનમાં પણ એ જ વસવસો પેઠો છે. કદાચ એ અહીંથી નીકળીને રાજાજી પાસે જાય અને બધી વાત કહી દે તો આપણા તો બાર જ વાગી જાય. સરકારી રાજ્ય હોય તો ઠીક, પણ આ તો દેશી રાજ્ય રહ્યું એટલે શું થાય અને શું ન થાય તેનું કાંઇ જ ઠેકાણું નહિ ! "

" ત્યારે શું આ બધી વાત **શારદા**એ પેલા **મનહરલાલ** પાસેથી જાણી ? **મનહરલાલ** અને એ એકઠાં કયારે થયાં ?" સ્વામીજીએ પૂછ્યું.

" એકઠાં થયા વિના અને **મનહરલાલે** તેને પોતાની ખરી ઓળખાણ આપ્યા વિના તો **શારદા** આ સઘળું કયાંથી જાણી શકે? હું ધારૂં છું કે રાત્રે જ એ બનાવ બન્યો હોવો જોઇએ અને સંયો-ગોનો વિચાર કરીને તે અહીંથી ચાલ્યો ગયો હોવો જોઇએ." **મોહનાદેવી**એ પોતાનાં અનુમાનો કહી સંભળાવ્યાં.

"મને તો તે પરોઢમાં ધર્મશાળામાં મળ્યો હતો. તે વખતે તે પોતાનો સામાન લેઇને સ્ટેશનપર જવાની તૈયારી કરી રહ્યો હતો. એ તો ઠીક, પણ આ છોકરી આપણું સઘળું પોકળ સમજી ગઈ છે, તેને સમજાવવી અને સાક્ષાત્ યમરાજાને સમજાવવો એ બરાબર છે." સ્વામીજી બોલ્યા.

"એ તો ખરૂં, પણ શું મારાથી તેને કાઢી મેલાય ?"

"નહિ, નહિ, કાઢી મેલવાથી તો તે આપણી વધારે ફજેતી કરશે અને તેને પરણાવવાનું પાછું વિલંબમાં પડ્યું ! હવે શું કરવું એ જ મોટી મુંઝવણ થઈ પડી છે. તે બહુ તોફાન કરશે તોપણ લોકો જાણી જશે."

**મોહનાદેવી** ઉદાસ બેસી રહી. તેણે કશો ઉત્તર આપ્યો નહિ.

સ્વામીજી આગળ બોલ્યા: "**મોહના** ! ગમે તેમ કર, પણ તેને ઘરની બહાર નીકળવા દેવી જોઇએ નહિ. જો તે નીકળશે તો આપણો નાશ વહેલો આવશે એવું મને સૂઝે છે. અહો ! એના જન્મ વખતના ગ્રહ અત્યારે મને સાંભરે છે !"

"તે ગ્રહ કેવા હતા વારૂ ?" **મોહનાએ** ઉત્સુકતાથી પૂછ્યું.

"એ છોકરી જ આપણી ખુવારી કરનારી નીવડે એવા ગ્રહોમાં એનો જન્મ થયો છે. જો વેળાસર આપણે કાંઇ સહીસલામત ગોઠવણ નહિ કરીએ તો પાછળથી આપણા હાથમાં કાંઇ બાજી રહેશે નહિ. આપણી બન્નેની ફજેતી થશે એટલું જ નહિ પણ આપણાં પૂર્વનાં સંબંધીઓ આપણને પજવશે અને કદાચ કોઇ ફોજદારી અપરાધોમાં પણ અમણે ફસાઇ જઇશું." સ્વામીજી ક્ષણે ક્ષણે વધારે ભયાતુર થવા લાગ્યા અને **મોહનાદેવીની** સામે જોઇ રહ્યા.

**મોહના** બોલી: "ત્યારે શું તમે તેને ઘરમાં કેદ રાખવાનું કહો છો?"

"હા. તેને એક ઓરડામાં રાખવી. તેનાં સઘળાં બારી બારણાં-ને તાળાં મારીને બંધ કરવાં કે જેથી તે ઉઘાડી શકે નહિ અને તેની બુમાબુમ કોઇ સાંભળે નહિ. ખાવાનું આપવા જતી વખતે બારણું ઉઘાડવું પડે પણ તે વખતે તે નાસી જાય નહિ તે માટે તે માણસોને તેની પાસે રાખવાં." સ્વામીજીએ યોજના કહી બતાવી. આ સાંભળીને મોહનાદેવીનું મન ઉદાસ બની ગયું, અને તેની આંખમાં જળ ભરાઇ આવ્યું. તે બોલી: "અરેરે! શું આપણને એવું કરવું પડશે?! શારદા કાંઇ પરાઈ નથી. મેં તેનો બાર નવ માસ સુધી પેટમાં વેઠ્યો છે! તેને શું કેદમાં રાખવી પડશે?"

"ત્યારે બીજો શો ઉપાય કરવો? તને જેમ દુઃખ થાય છે તેમ શું મને દુઃખ નહિ થતું હોય? પરન્તુ આપણા રક્ષણને માટે દિકરીને એટલું દુઃખ દેવું પડે એટલે લાચાર છીએ." સ્વામીજીએ મોહનાદેવીને સમજાવ્યું અને આગળ કહ્યું: "ખરી રીતે આપણાં જેવાં માણસોને પુત્રપુત્રી કાંઇ જોઇએ જ નહિ. શારદાનો જન્મ થયા પહલાં જ મારો વિચાર તો કેવળ જૂદો જ હતો, પણ તેં માન્યું નહિ એટલે આ સઘળું બન્યું."

"મારે મન એવું હતું કે આ સઘળું ધન ભોગવનાર એકાદ પુત્રપુત્રી હોય તો સારૂં. પણ એ સઘળું તો જે બનવાનું હતું તે બની ગયું. તમે કહો છો તે પ્રમાણે શારદાને કેદમાં પુરવાની ગોઠવણ હું કરૂં છું, પણ તેને એ પ્રમાણે ક્યાંસુધી કેદમાં રાખવી પડેશે?"

"જ્યાંસુધી ડાહી ન થાય ત્યાંસુધી જ તો!" એમ કહીને સ્વામીજી ઉઠ્યા અને ક્ષણભર ઉભા રહી ચાલતા થયા. મોહનાદેવી ઉદાસ વદને એક જ સ્થળે સ્થિર બેસી રહી.

* * * *

તે દિવસે બપોરે **શારદાએ** બિલકુલ ભોજન કર્યું નહિ. તેના મનમાં એટલો ઉગ્ર રોષ વ્યાપી ગયો હતો કે **મોહનાદેવી** અને સ્વામીજીના વદનનું સ્મરણ થતાં જ તેની ભ્રકુટી ચડી જતી હતી. આખો દિવસ તેણે ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરવામાં ગાળી નાંખ્યો. સાંજે ઘરની ચાકરડી **હરીબાઈએ** તેને સમજાવીને-ફોસલાવીને નીચે લાવી થોડું ખવરાવ્યું. બરાબર એ વખતે **મોહનાદેવીએ** મેડા ઉપર જઇ **શારદા** જે ઓરડામાં ભરાઇ બેઠી હતી તે ઓરડામાંના એકે એક બારી બારણાંને મજબૂત તાળાં વાસી દીધાં અને માત્ર મુખ્ય દ્વાર ઉઘાડું રાખ્યું. રાત્રે જમીને **શારદા** પાછી એ ઓરડામાં ગઇ અને દ્વાર બંધ કર્યું. તે જ ક્ષણે **મોહનાદેવીએ** ગુપચુપ આવીને બહારથી બારણાને તાળું લગાવી દીધું ! **શારદાને** એવી રીતે કેદ કરી દીધી. અકળામણ થવાથી બારીઓ ઉઘાડવાને **શારદા** બારી ભણી ગઈ ત્યારે તેણે સઘળી બારીઓને તાળા વાસેલાં જોયાં ! તત્કાળ તેણે મુખ્ય દ્વાર ઉઘાડવાનો યત્ન કર્યો તો માલૂમ પડ્યું કે તે પણ બહારથી બંધ કરવામાં આવ્યું હતું ! પોતે પોતાના ઓરડામાં કેદ થઇ છે એવું તત્ક્ષણ તેના ધ્યાનમાં આવ્યું.

રાતની રાત તે મન દબાવીને પડી રહી અને સ્હવાર પડ્યું. એક પ્રહર દિવસ વીતી ગયા પછી રસોઇઓ તેને માટે ભોજનની થાળી લઇને આવ્યો અને દ્વાર ઉઘાડીને અંદર પેઠો. **શારદા** એકદમ ગુસ્સાભરી ઉઠી અને રસોઇઆના હાથમાંનું ભાણું ફેંકી દઇ વાઘણની પેઠે ઘુરકતી બારણાની બહાર ધસી. પરન્તુ તે જ ક્ષણે બે ચાકરડીઓએ આવીને તેને પકડી. **શારદાએ** જોયું કે તે બન્ને ચાકરડીઓ નવી હતી અને તે મને પોતાને માટે જ રાખવામાં આવી હોય તેવું તેને લાગ્યું. તેણે તેમના હાથમાંથી છૂટવાને

ઘણાંએ ફાંફાં માર્યાં પણ તે વ્યર્થ ગયાં. તેને પકડીને પાછી ઓરડામાં પૂરી દેવામાં આવી. **શારદા** સમજી કે પોતાની માતા જ પોતાની વૈરિણી બની છે. તે શોકથી રડતી નહોતી પરન્તુ ક્રોધથી–માતા ઉપરના વૈરથી બળી રહી હતી !

સાંજ પડી. રસોઇઓ પુનઃ ભાણું લઇને આવ્યો. **શારદા** સમજતી હતી કે નાસી છૂટવાનો પ્રયત્ન કરવો નકામો છે, એટલે તે ગુપચુપ પડી જ રહી. રસોઇઆએ તેની સામે ભાણું મેલ્યું. **શા**-દાએ તે તરફ નજર પણ કરી નહિ. રસોઇઆને તે સુકુમાર બાળાની દયા આવી અને કહ્યું: “ બ્હેન! આમ ભૂખ્યાં રહેવાથી કાંઇ વળવાનું નથી, માટે ઉઠો જમી લ્યો.”

**શારદાએ** કાંઇજ જવાબ આપ્યો નહિ એટલે રસોઇઓ આગળ બોલ્યો: “જુઓ બ્હેન ! હું તમારા હિતની વાત કહું છું. માતાની સામે થવું તે સારૂં નહિ. તમારાં જેવાં આજ્ઞાંકિત પુત્રીએ તો સમજીને રહેવું જોઇએ.”

**શારદાથી** હવે ચુપ રહેવાયું નહિ. તે ગુસ્સાથી લાલ પીળી થઇ જતી બોલી: “ ડોસા ! તમે મને શિખામણ આપો છો ? જે પુત્રીની વૈરિણીનું કામ કરે તે માતા ન કહેવાય.”

“પણ તમારે શું જોઇએ છે તે કહો.” .

‘ બસ, મારે આ ઘર છોડીને ચાલ્યા જવું છે અને મને તે જવા દે. ”

“ જુઓ બ્હેન ! ” રસોઇઓ ધામેથી બોલ્યો: “ કળથી નીકળાશે, પણ બળથી નહિ નીકળાય. તમે જતાં રહો તો તેમને અડચણ આવે એવું છે એટલે તે તમને સીધી રીતે જવા નહિ દે. તમે શાંત થાઓ અને તેમનું હૈયું હેઠું બેસશે એટલે તમને

છટકવાનો લાગ મળશે. તેથી ઉલટું જેમ તમે જબરાઇ કરશો, તેમ કેદખાનું વધારે સખત થતું જશે."

રસોઇઆની આ ડાહી શિખામણ **શારદા**ના ધ્યાનમાં ઉતરી. તેનામાં હવે કાંઇક ઉત્સાહ આવ્યો. તેણે તુરત જમી લીધું અને પછી ઓરડામાં આમથી તેમ ટહેલવા માંડયું. રસોઇઓ જતો રહ્યો અને પુનઃ બારણે તાળું દેવાયું.

---

## પ્રકરણ ૮ મું.

---

### ઘાતકી માતાપિતા.

**माता यदि विषं दद्यात् ।**
**पित्रा विक्रियते सुतः**

* * * *

**शरणं कस्य जायते ?**

**અર્થ**—માતા પુત્રને ઝેર દે અને બાપ વેચી નાંખે, તો કોને શરણે જવું ?

**એ**વી સ્થિતિમાં એક અઠવાડીઉં વીતી ગયું. **શારદા** ધીરજ રાખીને ચુપ બેસી રહી નહોતી, પરન્તુ રસોઇઆની શિખામણથી તે મુંગી રહી હતી તથા કોઈ લાગ મળી આવે તેની તજવીજમાં જ તે રહેતી હતી. **મોહનાદેવી** અને સ્વામીજીનો ભય હજી કેવળ દૂર થઇ ગયો નહોતો. તેઓ કાંઇ કાંઇ યુક્તિઓ અને પ્રપંચો ઘડયાં કરતાં હતાં. છેવટે તેમણે એવું ઠરાવ્યું કે **શારદા**ને કોઇ પણ રીતે સમજાવીને **કાશી**ની યાત્રાએ લઇ જવી અને **કાશી**એથી પાછાં ફરતાં પહેલાં નિવાસસ્થાન **મદ્રપુર**માંથી બદલાવીને **કલકત્તા**માં લઈ જવું કે જ્યાં **શારદા** ગમે

તેવું તોફાન કરે તોપણ અડચણ આવે નહિ અને બહુ તોફાન કરે તો કદાચ ગાંડાની ઇસ્પીતાલમાં પણ મોકલી દઇ શકાય.

આ ધારણા અમલમાં મેલવાને **શારદા**ને સમજાવીને કાશીએ લઈ જવા સારૂ એક વાર **મોહનાદેવી** પોતે જ ભાણું લઇને **શારદા** પાસે આવી. માતાને જોતાં જ **શારદા**ના હૃદયમાં વૈર વસી રહ્યું. પોતાનો જન્મારો અફળ કરનાર અને પોતાને કેદમાં પૂરનાર એ જ દુષ્ટ માતા છે એવું ભાન થતાં તેનાં ભવાં ચડયાં. પરન્તુ તુરતમાં તેણે પોતાનો ક્રોધ વ્યક્ત કર્યો નહિ. તે એકસરખી શાન્ત બેસી રહી. તેની પાસે ભાણું મેલીને **મોહના** નીચે બેઠી અને બોલી: " **શારદા** ! બાપુ ! જમી લે."

" તું જા, પછી મારે જમવું હશે તો જમીશ." **શારદા**એ રોષભરિત વદને ઉત્તર આપ્યો.

" તું જમી લે, પછી મારે તને એક વાત કહેવી છે."

" પહેલાં જ મને એ વાત કહી લે અને તું જા."

" જો, મારો વિચાર કાશીએ યાત્રા કરવા જવાનો અને ત્યાં થોડો વખત રહેવાનો છે. આપણે બે જણાએ જ જવાનું છે અને પછી પાછાં ફરવાનું છે. તું સાથે આવીશને બ્હેન ?" **મોહનાદેવી**એ મમતાપૂર્ણ સ્વરે કહ્યું.

આ શબ્દો સાંભળતાં જ **શારદા**ની સઘળી ધીરજ ખૂટી ગઇ. રસોઇઆએ આપેલી શિખામણ તેના ધ્યાનમાં રહી નહિ. તે ગુસ્સાથી લાલચોળ થઇ ગઇ અને બોલી: " બા ! બા ! કયા જન્મનાં પાપ ધોવા માટે હવે કાશીએ જવું છે ? તારાં આ જન્મનાં પાપ જ એટલાં બધાં છે કે સઘળાં તીર્થોમાં સ્નાન કર્યા છતાં તે ધોવાય તેમ નથી, તેથી આ વખતે કાશીએ જવાનું કેમ સાંભર્યું !"

આ શબ્દોએ મોહનાદેવીને પગથી માથા સુધી આગ લગાડી. પોતાની જ પુત્રી પોતાની સામે આવું બોલે એ ગમે તેવી હલકી માતા પણ સાંભળી રહી શકે નહિ એવો આ જગતનો નિયમ છે. મોહનાદેવી પોતાની મીઠી વાણીથી શારદાને સમજાવી લેવાને જ આવી હતી, પરન્તુ આ કટુ શબ્દો સાંભળતાં જ તે ગુસ્સાથી બ્હાવરી બની ગઇ અને બોલીઃ "શારદા! શારદા! તું કોની સામે આવું બોલે છે તેનું જરા ભાન રાખ! હું ગમે તેવી દુષ્ટ છું, તો પણ તું લોકોમાં મારી ગેરઆબરૂ કરે તે હું સાંખી શકીશ નહિ. તું મારી પુત્રી છે તે ભલે, પરન્તુ સ્વામીજી મારો અંતઃકરણનો પ્રિયતમ છે: મેં મારૂં સર્વસ્વ તેને જ સોંપ્યું છે અને મારે માટે તેણે કુટુંબ, દેશ, આબરૂ અને ધર્મ સર્વસ્વ છોડયું છે. તું મને પ્રિય છે કારણકે નવમાસ સુધી મેં જ તારો ભાર ઉદરમાં વેઠયો છે, પરન્તુ મારો પ્રિયતમ તારા કરતાં મને ઓછો પ્રિય નથી. હું તારી માતા છું અને તું મારી પુત્રી છે. ન બોલાય તેવું તું મારી સામે બોલે છે, તો છેવટે તને ન કહેવાય તેવું હું તને અત્યારે કહું છું. આ સઘળું મનમાં સમજી લઇને ડાહી થઇ જા, તો સારૂં છે, નહિતો યાદ રાખજે કે તું આ કેદખાનામાંથી કોઇ પણ રીતે છૂટી શકવાની નથી!"

મોહનાદેવીએ પુરતા જુસ્સા અને ગુસ્સા સાથે આ શબ્દો શારદાને કહ્યા. શારદા કાંઇ છાની બેસી રહે તેવી નહોતી. માતાની સામે પોતાની લાલ કરડી આંખને ટકાવી રાખીને તે બોલીઃ "આટલું બધું ડહાપણ અત્યારે બતાવે છે, ત્યારે સ્વામીજી સાથે ખુલ્લી રીતે સંસાર શામાટે માંડયો નહિ અને કૌમાર અવસ્થામાં મને વિધવાનો વેશ પહેરાવ્યો? વેશ્યાવૃત્તિથી પતિ મેળવવાનું પાપ તેં

મારી પાસે કરાવ્યું તે માત્ર તમારાં સુખ અને સગવડને જ માટે ને? હા, મને એક વાંદરીની વાત અત્યારે યાદ આવે છે. એક પાણીના ખાલી હોજમાં એક વાંદરી અને તેના બચ્ચાને બાંધી રાખવામાં આવ્યાં અને પછી પાણીનો નળ ખુલ્લો મેલી દેવામાં આવ્યો. જેમ જેમ વાંદરી પાણીમાં ડુબતી ગઇ તેમ તેમ તેણે પોતાના બચ્ચાને પાણીની સપાટી ઉપર રાખવાને ઉંચું ને ઉંચું લેવા માંડયું, અને છેવટે તેને માથા ઉપર લીધું, પરન્તુ પાણી વધવા લાગ્યું અને વાંદરીના મ્હોંસુધી પાણી પહોંચ્યું એટલે તે પાણીમાં ડુબી જવાની અણીએ પહોંચી ગઇ! આ વખતે પોતાનો જીવ બચાવવાના સ્વાર્થને માટે તેને પોતાના બાળકનો ભોગ આપવાનો જ વિચાર સૂજયો. જ્યાં-સુધી પોતાનો અને બચ્ચાનો—બન્નેનો જીવ બચાવવાનું તેનાથી બની શકયું ત્યાંસુધી તો તેણે તેમ કર્યું, પરન્તુ પોતાના જીવ ઉપર આ-ફત આવી ત્યારે તુરત જ તેણે બચ્ચાને પોતાના માથા ઉપરથી ઉતારીને નીચે પાણીમાં નાંખ્યું અને પોતે તેના ઉપર ચડીને ઉભી રહી! પોતાના સ્વાર્થ આગળ ચીસો પાડતા બચ્ચા ઉપરનું તેનું વાત્સલ્ય દૂર ખસી ગયું અને એ રીતે બચ્ચાના જીવને ભોગે એક માતાએ પોતાનો બચાવ કર્યો! બા! તેં પણ એ વાંદરીના જેવા સ્વાર્થથી મારો ભોગ આપવાનું જ કામ કર્યું છે!"

**મોહનાદેવી** આ અપમાન—આ ભયંકર ગાળ પુત્રીના મુખ-માંથી સાંભળીને ધુંઆંપુંઆં થઇ ગઈ! **શારદા**ની સાથે કાંઇ પણ વા-તચીત કરવાનું તેણે એકદમ બંધ કર્યું અને કાંઇ પણ બોલ્યા વિના તુરત જ ઓરડામાંથી બહાર નીકળીને તેણે ઓરડો બંધ કરી વાળ્યો. તે નીચે આવી, તો બેઠકમાં સ્વામીજી તેની રાહ જોતા બેઠા હતા. તેના વદન ઉપરથી જ સ્વામીજીએ અનુમાન કર્યું કે કાંઇ

નવીન પ્રકાર બન્યો છે. મોહના રોષભરિત વદને એક આસન ઉપર બેઠી. કેટલીક વાર સુધી તો તે કાંઇ પણ બોલી નહિ. પછી સ્વામીજીએ તેને પૂછ્યું: “ કેમ શું પરિણામ આવ્યું ? ”

“ પરિણામ એ આવ્યું છે કે કાંતો આપણે એકદમ આપઘાત કરી નાંખવો, અથવાતો એ છોકરીનું ખૂન કરી નાંખવું ! બસ ! આ બે વિના એકકે માર્ગ હવે આપણે માટે રહ્યો નથી ! ” મોહનાદેવીએ પોતાના મનોગત વિચારનું પરિણામ થોડા જ શબ્દોમાં કહી વાળ્યું.

“ કેમ, એટલું બધું શું છે ?” સ્વામીજીએ ચમકીને પૂછ્યું.

“ શારદાને સમજાવવાને યત્ન કરવો એ કેવળ નિષ્ફળ છે. તે મારી સામે વૈર જ બાંધી બેઠી છે. મને તે પોતાની વૈરિણી માને છે અને અત્યારે તેણે મને જે બોલ કહ્યા છે તે મારાથી સહ્યા જતા નથી ! આપણે કે એ જીવતાં રહીશું તો આપણે ભવિષ્યમાં એવી આફતમાં આવીશું કે જેમાંથી બચવાનું મુશ્કેલ થઈ પડશે ! હાય ! હાય ! શારદા ! એકદમ તું આટલી ક્રૂર ક્યાંથી બની ગઇ ? ખરેખર, મને લાગે છે કે તે કેવળ ઘેલી બની ગઇ છે ! ”

સ્વામીજીએ થોડી વાર વિચાર કર્યો. મોહનાદેવી તેમની સામે જોઈ રહી. છેવટે સ્વામીજીએ પૂછ્યું: “ જો, પહેલાં સાહસ કરીને પછી પસ્તાવું એવો સ્ત્રીઓનો સ્વભાવ હોય છે, માટે પહેલેથી જ નિશ્ચય કરીને ડગલું ભરવું કે જેથી પાછળથી વિચાર થઇ પડે નહિ. શું શારદાને દૂર કરી નાંખવાનો જ તારો નિશ્ચય છે ? ”

“ જ્યાંસુધી એ આ જગતમાં હશે ત્યાંસુધી આપણે આ જગતમાં રહી શકવાનાં નથી. પછી બીજો શો ઉપાય કરવો ?” માતાના ઘાતકી બનેલા હૃદયે ઉત્તર આપ્યો.

"ઠીક છે; બે-ત્રણ દિવસમાં હું તેને માટે સઘળી ગોઠવણ કરીશ. પણ તે પહેલાં કે તે પછી એ વાત ફૂટવી ન જોઇએ." એટલું કહી સ્વામીજી ઉઠીને ચાલ્યા ગયા. મોહનાદેવી વિચારમાં બેસી રહી.

* * * *

ત્યારપછી બે દિવસ વીતી ગયા. આજે વૈશાખ સુદી પંચમીની સાંજ હતી. રાજ્યમાં શોભનાના લગ્નની ધામધુમથી આજસુધી સૌનું ધ્યાન તે તરફ આકર્ષી રહ્યું હતું, પરન્તુ આજે શોભનાને પતિગૃહે વળાવવામાં આવી હોવાથી સૌ કોઇ લગ્નના કારભારમાંથી નવરા પડ્યા હતા. સ્વામીજી પણ એ બે ત્રણ દિવસની ધામધુમ પછી આજે સારી રીતે ફુરસદ મેળવી શક્યા હતા. સાંજે મોહનાદેવીના હાથમાં એક નાનું કાગળનું પડીકું આપીને તેના કાનમાં તેમણે કાંઇ વાત કહી. મોહનાદેવી ગુપચુપ ઓરડામાં ચાલી ગઇ અને સ્વામીજી બહાર ચાલ્યા ગયા.

રાત્રી પડતાં મોહનાદેવીએ માંદગીનો સહજ ઢોંગ કર્યો અને રસોઇઆને બોલાવીને કહ્યું: "આજે મારે માટે દૂધ ગરમ કરશો નહિ. કોણ જાણે મને દૂધ શાથી પચતું નથી. આજે હું માત્ર ખીચડી ને દહીં ખાઇશ."

"પણ દૂધ તો રોજના જેટલું આવી ગયું છે."

"તો એ બધું ગરમ કરીને શારદાને માટે લઇ જજો." મોહનાદેવીએ કહ્યું. રસોઇઓ જતો રહ્યો.

રસોઇ તૈયાર થઈ ગઇ અને રસોઇઆએ દૂધ ગરમ કરવા મેલ્યું, તે વખત બરાબર ધ્યાનમાં રાખીને મોહનાદેવીએ રસોઇઆને બોલાવ્યો અને કહ્યું: "હરીબાઇ તેને ઘેર ગઇ છે તેને જરા

બોલાવી આવોને? મારૂં માથું ચડયું છે તે જરા દાબવું છે.”

રસોઇઓ કપડાં બદલાવીને હરીબાઇને બોલાવવા ચાલ્યો કે કે તુરત જ મોહનાદેવીએ રસોડામાં પેસીને ઉકળતા દૂધમાં સ્વામીજીએ આપેલું પડીકું નાંખી દીધું. જોતજોતાંમાં પડીકામાંની ભુકી દૂધમાં મિશ્રિત થઇ ગઈ. તે રસોડામાંથી બહાર નીકળી, તે જ ક્ષણે હરીબાઇ અને રસોઇઓ આવી પહોંચ્યાં. રસોઇઓ બોલ્યોઃ “ હરીબાઈ મને રસ્તામાં જ સામી મળી.”

મોહનાદેવી જરા ગભરાઈ પણ તુરત જ રસોઇઆને વ્હેમ ન પડે તેટલા માટે બોલીઃ “ તમે ગયા અને મને વિચાર થયો કે કદાચ તમે દૂધ ગરમ કરવા મેલ્યું હશે ને ઉભરાઇ જશે, તેથી હું તપાસ કરવા ગઇ હતી.” એમ કહીને તે પાછી ઓરડામાં જઇને સુઇ રહી. હરીબાઇ તેનું માથું દાબવા લાગી.

રસોઇઓ કપડાં બદલાવીને પાછો રસોડામાં પેઠો. ત્યાં પડેલો પડીકાનો કાગળ જોઇને તેને નવાઇ લાગી. માત્ર બે ત્રણ મિનિટ પહેલાં તે બહાર ગયો ત્યારે તેવો કોઈ કાગળ ત્યાં નહોતો એવું તેને સાંભર્યું. ઉકળતા દૂધમાં કાંઇ ફેરફાર તેને જણાયો નહિ, પણ કોઇ વાર નહિ ને આજે શેઠાણી પોતે રસોડામાં પેઠાં એથી તેને બહુ જ આશ્ચર્ય લાગ્યું. રસોઇઓ બ્રાહ્મણ નહોતો પણ વાણીયો હતો તેથી શેઠાણી રસોડામાં પેસવાની હિંમત કરી શકયાં હતાં એ તેના ધ્યાનમાં હતું. હોઠે આંગળી મેલીને તે વિચારમાં પડી ગયો એવામાં તો દૂધ ઉભરાવા લાગ્યું અને તેણે તુરત જ ઉતારી નાંખ્યું. શેઠાણીને ખીચડી ને દહીં પીરસીને રસોઇઓ શારદાને માટે દૂધ, ભાખરી અને શાકનું ભાણું તેના કેદખાનાના ઓરડામાં લઇ ગયો.

* * * *

મધરાતનો વખત થવા આવ્યો છે. સર્વત્ર શાન્તિ વ્યાપી રહી છે. મોહનાદેવી બેઠકના ઓરડામાં એક કોચપર આડી પડી છે અને સ્વામીજીના આગમનની રાહ જોઇ રહી છે. ઘડીઆળમાં અગીઆર ટકોરા થઇ ગયા છે અને બરાબર એ જ વખતે આવી પહોંચવાનું સ્વામીજીએ કહ્યું હતું છતાં હજી તે આવ્યા ન હોવાથી તે કાંઇક અધીરી બની ગઇ છે; પરન્તુ તેની એ અધીરાઇ વૃદ્ધિંગત થાય તે પહેલાં તો સ્વામીજી આવી પહોંચ્યા અને મોહનાદેવીની સામે આવીને ઉભા. તેમણે ધીમેથી પ્રશ્ન કર્યો: " કેમ, શા ખબર છે ? "

" દૂધમાં પડીકું અપાઈ ગયું છે અને તેને ત્રણ કલાક થઇ ગયા છે." મોહનાદેવીએ ઉત્તર આપ્યો.

" ત્યારે અત્યારે તે ઉંઘમાં છે ? " સ્વામીજીએ પૂછ્યું.

" મેં તપાસ કરી નથી, પરન્તુ દૂધ તેણે પીધું છે એટલે જરૂર તે ઉંઘતી જ હશે." મોહનાદેવીએ કહ્યું.

"ઠીક ત્યારે, ચાલો." એમ કહી આગળ સ્વામીજી અને પાછળ મોહનાદેવી એમ બન્ને જણ મેડા ઉપર ચડયાં. શારદાને જે ઓરડામાં પૂરી મેલવામાં આવી હતી તેનું તાળું ઉઘાડીને દ્વાર પણ ઉઘાડયાં શારદા પલંગ ઉપર સુવાને બદલે નીચે ભોંયપર જ જેમ તેમ સૂઇ ગએલી તેમના જોવામાં આવી અને સ્વામીજીએ મોહનાદેવીના કાનમાં કહ્યું: " તેને બરાબર કેફ ચડી ગયો છે."

મોહનાદેવીએ શારદાને એક બે વાર ઢંઢોળીને તેનું નામ લઇ બોલાવી પરન્તુ તેણે કશો ઉત્તર આપ્યો નહિ. તે કેફને લીધે ગાઢ નિદ્રામાં પડી હતી એમ બન્નેની ખાત્રી થઇ. સ્વામીજીએ તુરત જ તેની નાજુક દેહલતાને ઉંચકી લીધી અને નીચે લાવીને ખડકીની

બહાર ઉભેલી ગાડીમાં તેને સુવાડી. મોહનાદેવી અને સ્વામીજી ગાડીમાં ચડી બેઠાં અને તુરત જ ગાડી ભદ્રમુખ તરફ ચાલવા લાગી.

ભદ્રસુખના ઘાટ આગળ આવીને ગાડી થોભી. સ્વામીજી ગાડીમાંથી સૌથી પહેલાં બહાર નીકળ્યા. પંચમીનો ચંદ્ર તો ક્યારનોએ અસ્ત થઈ ગયો હતો એટલે ઘાટ ઉપર સર્વત્ર અંધારૂં હતું. કેટલેક દૂર એક દીવાના જેટલો નાનો ભડકો દેખાતો હતો. ત્યાં કોઈ યાત્રાળુઓ કે બાવાઓ ઉતર્યા હશે એવું અનુમાન કરી શકાતું હતું. સ્વામીજી અને મોહનાદેવીએ મળીને બેભાન શારદાને ઉંચકીને ઘાટના પત્થર ઉપર સુવાડી અને પછી સ્વામીજીએ મોહનાદેવીને પૂછ્યુંઃ "કેમ ? હવે કાંઇ વાર છે ?"

મોહનાદેવીનું હૃદય થડક્યું. તેણે આસપાસ જોયું. હૃદયમાં ભય પેઠો. પરન્તુ શારદાને જીવતી રાખવી તે પોતાનું અને પોતાના પ્રિયતમનું મોત લાવવા બરાબર હતું એ વિચારને હજી તે વિસરી નહોતી. તે મનમાં બોલીઃ "આટલેસુધી કામ પાર પાડ્યા પછી હવે થડકવું શામાટે ? વિધવાઓ પોતાની આબરૂ જાળવવાને બાળક જન્મતાં વાર મારી નાંખે છે એવા ઘણાએ બનાવો બને છે; હું સત્તર વર્ષ પછી એવું કામ કરૂં છું અને જો ન કરૂં તો મારી ખરાબી થઇ જશે !"

સ્વામીજીએ પુનઃ પૂછ્યુંઃ "કેમ હજી મન ડગમગે છે ?"

"ના, જરાએ નહિ. પણ આ ગાડીવાન જુએ છે તેનું કેમ ?"

"તેની કશી ફીકર નથી. તેને મેં સાધેલો છે." સ્વામીજીએ આસપાસ ચોગરદમ નજર કરી અને આગળ કહ્યુંઃ "નજીકમાં કોઈ દેખાતું નથી, અને આ બાજુએ ઉંડું પાણી છે. ફેંકી દેતાંની સાથે જ ડુબી જશે."

"પણ મુડદું તરી આવશે ત્યારે?" **મોહનાએ** સભય મુદ્રાથી પૂછ્યું.

"શું તુ મને ગાંડો સમજે છે? જા, ગાડીમાં પેલો મોટો પત્થર છે તે લઇ આવ." સ્વામીજીએ આજ્ઞા કરી. **મોહનાદેવી** ગાડી તરફ ગઇ અને સ્વામીજીએ ઘાટ તરફ નજર કરી. તે જ ક્ષણે તે ચમકયા! **શારદાગૌરી** ઉભી ઉભી તેમની સામે તીવ્ર દૃષ્ટિથી જોઈ રહી હતી! સ્વામીજીના મુખમાંથી આશ્ચર્યનો એક ઉદ્દગાર પણ નીકળી શકયો નહિ! તેમની જિહ્વા એકદમ બંધ થઇ ગઇ. એ ક્ષણમાં તો **મોહનાદેવી** પત્થર લઈને આવી અને તે **શારદાને** ઉભેલી જોઇને ચમકી ભયથી બે ડગલાં પાછળ હઠી ગઇ!

હવે **શારદાની** જીભ ઉપડી: "કેમ, મારાં વત્સલ માતાપિતા! મારાં હિતૈષી વડીલો! મને શી આજ્ઞા છે?"

સ્વામીજી અને **મોહનાદેવી** ખસ્યાણાં પડી ગયાં હતાં, પરન્તુ આ વખતે તેમણે પોતાના હૃદયમાં વધારે હિંમતની અગત્ય જોઈ. **મોહનાદેવી** બોલી: "**શારદા**! જો તારાં માતપિતાને તારે સુખમાં રહેવાં દેવાં હોય તો તારે માટે જળસમાધિ વિના બીજો કશો માર્ગ નથી!"

"પશુવૃત્તિવાળાં માતા પિતા પોતાના બાળકને જળસમાધિ કરાવે તેમાં કશી નવાઇ નથી. પોતાના બચ્ચાને જળસમાધિ કરાવનારી વાંદરી પણ બિચારી એક પશુ જ હતી ને? પણ મારા કયા વાંકને માટે તું મને મોતની શિક્ષા કરવા ઇચ્છે છે તે તું કહીશ?"

"તારો વાંક એ છે કે તું મારી સામે થઇને મારો સવનાશ કરવા લાગી છે. તને ઠેકાણે લાવવાને મેં તને કેદમાં પૂરી પરન્તુ

કેદની શિક્ષા તારા મગજ ઉપર અસર કરી શકી નહિ, તેથી છેવટે તારે માટે બાકી રહેલો માર્ગ મારે હાથમાં લેવો પડયો છે!"

અંધકારમાં શારદાએ દાંત પીસ્યા પણ તે કોઇએ જોયા નહિ. તેણે સ્વામીજી તરફ વળીને પૂછ્યું: "અને સ્વામીજી! મેં તમારો શો વાંક કર્યો છે?"

"અહીં એવું ચબાવલાપણું કરવાનું નથી. સમજી! છાની માની ઉભી રહે." સ્વામીજીએ ગુસ્સો બતાવ્યો.

"છાનીમાની ઉભી રહું? ખાંડ ખાઓ ખાંડ! જોઉં છું મને કોણ હાથ લગાડી શકે છે?" શારદામાં જુસ્સો આવ્યો. તેની રગેરગે ક્રોધ વ્યાપી ગયો. અંગ કંપવા લાગ્યું. મસ્તક ગર્વપૂર્વક ઉંચું અને સ્થિર રહ્યું. તે આગળ બોલી: "ઇશ્વરે જ છેલ્લી ઘડીએ મને બચાવી છે અને તે જ મને બચાવશે એવો ભરોસો છે! તમે મને ઘેરથી ઉપાડી લાવ્યા નથી, પણ મારૂં શું કરવાનો તમારો ઇરાદો છે તે જાણુવાને હું મારી મેળે જ અહીં આવી છું, અને હવે જોઉં છું કે તમે મને શું કરી શકો છો?"

"તું તારી મેળે અહીં આવી છે એટલે?" મોહનાદેવીએ આશ્ચર્યથી પૂછ્યું.

"હું બેભાન બની ગઇ નહોતી, પણ ઢોંગ કરીને જ પડી રહી હતી. તેં તો મારે માટે ઝેરવાળું દૂધ તૈયાર કરીને મોકલ્યું હતું પરન્તુ ઇશ્વરે મને બચાવી છે, અને મારો જન્મારો ખરાબ કરનારની ખરાબી થએલી હું નહિ જોઉં, ત્યાંસુધી હું મરવાની નથી!"

શારદાની આ કપટનિપુણતાએ મોહનાદેવીના ભયમાં વધારો કર્યો. એ છોકરી હવે જીવતી રહેશે, તો પોતાની પાયમાલી કરી નાંખશે એવો વિશ્વાસ તેના હૃદયમાં ઉત્પન્ન થવા લાગ્યો. ક્ષણે ક્ષણે



શારદાને એમ ને એમ હાથપગ પકડીને પાણીમાં ફેંકી દીધી.

પૃષ્ઠ ૧૦૭.

તેનું હૃદય વધારે નિષ્ઠુર થવા લાગ્યું. તેણે સ્વામીજીને સંબોધીને કહ્યું: "શું જોઇ રહ્યા છો ? દયાનો આ વખત નથી ! તમે દયા કરશો તો તમારાં હાડકાં ઉપર એ છોકરી ખુંદશે ! માટે જલ્દી તેના હાથપગ બાંધીને દરિયામાં હડસેલી દો !" એ પ્રૌઢ વનિતાએ–નહિં–વીંછણે કહ્યું.

સ્વામીજી આગળ વધ્યા. શારદાનું ગળું પકડીને તેની સાડી ખેંચી લીધી અને તે જ સાડી વતી તેના હાથપગ બાંધવાનો બન્નેએ મળીને યત્ન કર્યો પણ શારદાની કીકીયારી અને તોફાને તેમને ફાવવા દીધાં નહિ ! તેની કીકીયારીથી કોઇ આવી પહોંચવાનો ભય ઉત્પન્ન થતો હતો, ત્યારે તોફાનથી હાથ પગ બાંધવાનું ફાવી શકતું નહિ. એકાદ વાર ક્રોધથી સ્વામીજીએ તેને મારી અને જીભ કાપી લેવાની ધમકી બતાવવા માંડી, પણ શારદાનો ઘોર ચિત્કાર ચાલુ જ રહ્યો. વધારે વખત વીતવા લાગ્યો તેમ સ્વામીજી ગભરાવા લાગ્યા. હાથ પગ બાંધી શકાયા નહિ, તો પછી તેની છાતી ઉપર પત્થર તો કેવી રીતે બાંધી શકાય ? શારદા પહેલાં તો પૂરી હીંમતથી સામી થઇ હતી, પરન્તુ પ્રચંડ શરીરના સ્વામીજી પાસે એ નાજુક અબળાનું બળ ક્યાંસુધી નભી શકે ? તેની હિંમત ટકી શકી નહોતી અને મરણ નજીક આવેલું તે જોતી હતી. છતાં ચિત્કાર કરીને નજીકનાં માણસોનું આકર્ષણ કરવાનું અને હાથ પગ ચાલે ત્યાંસુધી તોફાન કરવાનું તેણે છેવટસુધી ચાલુ રાખ્યું. છેવટે કાંઇ ઉપાય નહિ ફાવવાથી સ્વામીજી અને મોહનાદેવી થાક્યાં અને શારદાને એમ ને એમ હાથ પગ પકડીને પાણીમાં ફેંકી દીધી ! તેની છેવટની કીકીયારી તેમણે સાંભળી ખરી પણ પાછું વાળી

જોયું નહિ ! તેઓ એકદમ દોડતાં ગાડી તરફ પાછાં ફર્યાં; પરન્તુ ગાડીમાં બેસે તે પહેલાં તો સમુદ્રના જળમાં ઉપરા ઉપરી બે માણસો કૂદી પડતા તેમના જોવામાં આવ્યા ! એ જોઇને તેઓ ચમક્યાં, પરન્તુ ક્ષણભર પણ નહિ થોભતાં ગાડીને ગામ તરફ દોડાવી મેલી !

---

## પ્રકરણ ૯ મું.

---

### બચાવ.

**विधिरेव तानि घटयति ।**
**यानि पुमान्नैव चिन्तयति ।**

અર્થ—માણસના ચિત્તમાં પણ જે હોતું નથી તેવો બનાવ વિધિ બનાવે છે.

સુભાષિત.

**વા**ચકના ધ્યાનમાં હશે કે જે વખતે સ્વામીજી અને મોહનાદેવી શારદાને દરિયામાં ફેંકી દેવા આવ્યાં હતાં, તે જ વખતે રાજા સૂર્યસિંહ સામંતને પોતાની સાથે લાવીને ભદ્રમુખને કાંઠે તેના નવા સંસારપ્રવેશ વિષે બોધ આપતો હતો. પૂર્વે આપણે જોઇ ગયા છીએ કે કેટલીક ઉતાવળી વાતચિતને અંતે એક કિકીયારી સાથે કોઇ દરિયામાં પડ્યું અને તેની પાછળ સૂર્યસિંહ તથા સામંત કુદી પડ્યા. તેઓ શારદાને જ બચાવવાને પાણીમાં કુધા હતા, પરન્તુ એ શારદા છે અને તેને ફેંકી દેનાર સ્વામીજી તથા મોહનાદેવી છે એ તેઓ જાણતા નહોતા.

ગરીબ બિચારી **શારદા**! તેના ભાગ્યયોગે તેના હાથ પગ બંધાયા નહિ અને તેની સાથે પત્થરનું વજન પણ બંધાયું નહિ. નહિતો પડતાંની સાથે જ તે ડૂબી મરત. તેને તરતાં આવડતું નહોતું તેથી તેને ફેંકી દેવામાં આવતાંની સાથે જ તે પાણીમાં ડૂબી, પરન્તુ તરતાં ન આવડતું હોય તેવો માણસ પણ ડૂબતાં ડૂબતાં હવા રૂંધીને પાણી ઉપર આવવાનાં ફાંફાં મારે છે, એવી રીતે **શારદા** એક બે વાર પાણી ઉપર આવી. બીજી વખતના તેના પ્રયત્ન વખતે જ **સૂર્યસિંહે** તેના કેશ પકડી લીધા અને તત્ક્ષણ **સામંત** પણ ત્યાં તરતો તરતો પહોંચી ગયો. તેમણે બન્નેએ મળીને તેને ડૂબવા દીધી નહિ, પરન્તુ તે વખતે તે જરા પણ ભાનમાં નહોતી.

**શારદાને** ઉંચકી ઘાટનાં પગથીયાં પાસે પહોંચતાં **સૂર્યસિંહ** અને **સામંત** બન્ને થાકી ગયા, તોપણ તેમને એટલો હર્ષ થયો કે પોતે એક માણસને જીવતું બચાવી શકયા છે. તેનું હૃદય જોરથી ધડકતું હતું. અવયવો ભીના હોવા છતાં અંદર ગરમી હતી અને હાથના સ્પર્શથી જ તે જોઇ શકાતી હતી. ઘાટનાં પગથિયાં ઉપર તેને મેલીને **સામંત** થાક ખાવા બેઠો. **સૂર્યસિંહ** બોલ્યોઃ "**સામંત**! એમ થાકી જવાથી કશું વળશે નહિ. આ સ્ત્રી બેભાન છે, પણ તેનામાં જીવ છે. જો તુરત સારવાર થશે તો તે જીવી શકશે, માટે તેને તુરત ગામમાં પહોંચાડવી જોઇએ."

**સામંત** બોલ્યોઃ "બાપુ! ગામમાં તો હમણાં ગાડીમાં ઘાલીને લઇ જવાશે પણ જો અહીં જ તેને ગરમીમાં રખાય તો તુરત તેનામાં ચૈતન્ય આવશે."

**સામંતસિંહને** આ વાત ગમી અને તેના વદનપર ઉત્સાહ ચ-

મકવા લાગ્યો, પરન્તુ બીજી જ ક્ષણે તે નિરાશ થયો. અહીં આગળ એવું ગરમ વસ્ત્ર ક્યાંથી મળે? પોતાનાં સઘળાં કપડાં ભીંજાઈ ગયાં હતાં અને ગામમાં પહોંચ્યા વિના બીજું કશું વસ્ત્ર તુરતમાં મળે એવું તેને જણાયું નહિ. તે વિચાર કરતો જ ઉભો, એટલામાં તો સામંત ઉઠયો અને એક બાજુએ દોડયો. સૂર્યસિંહ જોઇ શકયો કે સામંત એક નાનો ભડકો બળતો હતો તે દિશાએ દોડયો જતો હતો. થોડી વારમાં તો સામંત પાછો આવ્યો. તેના હાથમાં એક કાળો કામળો હતો અને તેની સાથે એક બાવો આવ્યો હતો, તેના હાથમાં બળતી સગડી હતી. આ બે સાધનો તત્કાળ મળી થયાં, તેથી સૂર્યસિંહને બહુ આનંદ થયો.

બાવો જરા દૂર ઉભો રહ્યો અને સામંત તથા સૂર્યસિંહે શારદાની માવજત કરવા માડી. તેનાં ભીનાં વસ્ત્રો તેમ ને તેમ રહેવા દઇને પાણી નીચોવી નાંખ્યું. કામળામાં તેના આખા શરીરને લપેટી લીધું અને પછી સગડીમાંના તાપથી તેના શરીરને ગરમ કરવાનો યત્ન કરવા માંડયો. આટલો શ્રમ કર્યા છતાં શારદા ભાનમાં આવી નહિ, પરન્તુ તેનું શરીર સારી પેઠે ગરમ થઇ ગયું. સામંત ત્યાં આગળ ગાડી લાવ્યો અને શારદાને તેમાં નાંખીને ગાડી ગામ બણી દોડાવી મેલી.

માર્ગમાં આ બાળાની આવી સ્થિતિ કરનાર કોણ હશે તે વિષે સૂર્યસિંહે અનેક કલ્પનાઓ કરી. દરવાજે આવતાં તેને એક કલ્પના સૂજી. તેણે દરવાનને બોલાવીને પૂછયુંઃ " એકાદ કલાક પહેલાં ગામ બહારથી કોઈ માણસો ગામમાં ગયાં? "

દરવાને ઉત્તર આપ્યોઃ " ના મહારાજ! માત્ર એક દરબારી ગાડી ગઇ, પણ તેમાં કોણ બેઠું હતું તેની મને ખબર નથી."

"દરબારી ગાડી ?" સૂર્યસિંહે આશ્ચર્ય બતાવ્યું અને પૂછ્યું: "ગાડીવાન કોણ હતો ?"

"ગાડીવાનને તો હું ઓળખી શક્યો નથી !" દરવાને કાંઈક ભયથી જણાવ્યું.

"ત્યારે ગાડી કેવી હતી ?" સૂર્યસિંહે પૂછ્યું.

"બંધ બારણાંની ગાડી હતી." દરવાને જવાબ આપ્યો.

ગુન્હેગારને પકડવાનું હાલ તુરત મુલતવી રાખીને તેણે ગાડીને ઇસ્પીતાલ તરફ હંકાવી. તુરત ડાકતરને ખબર કરીને શારદાને તેની માવજતમાં સોંપી અને કહ્યું: "સ્હવારે હું તેની તબીયત જોઈ જઉં, તે પહેલાં કોઇ પણ પરાયા માણસને તેની પાસે આવવા દેવો નહિ."

સૂર્યસિંહને એટલેથી શાન્તિ વળી નહિ. રાત્રે ને રાત્રે તે ગાડીખાને ગયો અને પહેરેગીરને જગાડ્યો. તેને રાજાએ પૂછ્યું: "હમણાં એક ગાડી બહારથી આવી તે ગાડી કોને માટે કોણ લઇ ગયું હતું ?"

પહેરેગીરે જવાબ આપ્યો: "ના મહારાજ ! હમણાં એકકે ગાડી બહાર ફરીને આવી નથી અને ગાડી કોઇ લઇ ગયું પણ નથી."

સૂર્યસિંહે દમ ભરાવ્યો: "મારી સામે જૂઠું બોલવાની તું હિંમત કરે છે ? દરવાને મને ખબર આપી છે કે એક બંધ બારણાંની ગાડી હમણાં જ અહીં આવી છે."

"હા, હા, સાહેબ !" પહેરેગીરે હવે વાત બદલાવી: "એ તો પેલો કાનજી કોચમેન લઇ ગયો હતો. તે કાંઈ એમ કહેતો હતો કે કોઇ મેમાનો રાતની ગાડીએ આવનાર છે તેને માટે ગાડી લઇ ગયો હતો."

"ઠીક." સૂર્યસિંહને કોચમેનનું નામ મળ્યું, પણ તેટલેથી તે અટક્યો નહિ. સામંતને મોકલીને કાનજીને તુરત રાજમહેલમાં બોલાવી મંગાવ્યો અને તેને પૂછ્યુંઃ "તું અત્યારે ગાડી ક્યાં લઇ ગયો હતો ?"

"ભદ્રમુખપર, સાહેબ ! દીવાન સાહેબે કહ્યું હતું તેથી લઇ ગયો હતો."

"પણ તેની અંદર કોણ હતું ? દીવાન પોતે હતા ?"

"ના, સ્વામીજી હતા અને બીજી કોઇ બાઇ હતી." ગાડીવાને નિર્દોષ ઠરવાને ખરી વાત કહેવા માંડી.

"સ્વામીજી હતા ? તું આ શું કહે છે ?" સૂર્યસિંહે આશ્ચર્યથી પૂછ્યું.

"હા સાહેબ ! સ્વામીજી હતા ! તે એમ કહેતા હતા કે પૂજા કરવા માટે ત્યાં જવાનું છે." કાનજીએ ખરી વાતને બદલાવી.

"તેં એ પૂજા કરતાં જોઇ હતી ?" સૂર્યસિંહે ખરેખરી જબાની લેવા માંડી.

"હું તો ગાડી દૂર રાખીને ઉભો હતો. મેં કંઈ જોયું નથી."

"પણ ગાડીમાં બરાબર બે જણાં જ હતાં ?"

"હા સાહેબ, બે જણાં જ હતાં."

"ત્રીજું કોઇ નહોતું ?"

"મેં નથી જોયું. ગાડીમાં બેસતી વખતે પણ બે જણાં જ બેઠાં હતાં."

"ક્યાં આગળથી બેઠાં હતાં ?"

"મોહનાદેવીના ઘેરથી."

સૂર્યસિંહ આ સઘળી વાત સાંભળીને અજાયબીમાં પડ્યો. સ્વામીજીએ એ બાળાને દરિયામાં ફેંકી દીધી હોવી જોઈએ એવી તેની ખાત્રી થઇ, પરન્તુ તેના પ્રત્યે દીવાનનો અને કેટલેક અંશે પોતાનો પણ પૂજ્યભાવ હોવાથી તે એવી કલ્પના કરતાં પણ અચકાવા લાગ્યો. પરોઢ થઇ ગયું હતું. સ્હવાર થવાને થોડી જ વાર રહી હતી, પરન્તુ સૂર્યસિંહને ઉંઘ આવી નહિ. સૂર્યોદય થયા પહેલાં તો તે ગાડીમાં બેસીને ઇસ્પીતાલે પહોંચ્યો અને દર્દીની તપાસ કરી. તેણે જોયું કે શારદા એક નરમ બિછાનામાં સૂતી હતી અને ડાકતર તેને ગરમ કાવો પાતો હતો.

શારદાનું રૂપ લાવણ્ય જોઇને સૂર્યસિંહ આશ્ચર્ય પામ્યો. આ સુંદર બાળાએ સ્વામીજીનો શો અપરાધ કર્યો હશે તે તે સમજી શક્યો નહિ. ડાકતર કાવો પાઇ રહ્યો એટલે તે શારદાની પાસે ગયો. તેને પાણીમાંથી કોણે બચાવી એ વાત ડાકતરે તેને કહી હતી, તેથી સૂર્યસિંહ પાસે આવતાં જ શારદા તેની પાસે માથું નમાવીને રડી પડી. તેનાથી કશું બોલાયું નહિ. સૂર્યસિંહે કહ્યું: ' બ્હેન ! રડ નહિ. હું પૂછું તેના ધીમે ધીમે જવાબ આપ. તને દરિયામાં કોઇએ ફેંકી દીધી હતી એ મેં નજરોનજર જોયું છે, પણ એ ફેંકનાર કોણ હતું ? "

" મહારાજ ! એ ફેંકનારનું નામ કહેતાં મારી જીભ ઉપડતી નથી. " શારદાએ રડતાં રડતાં કહ્યું.

" તેં એ માણસનો કાંઈ વાંક કર્યો હતો ? "

શારદા ઉત્સાહમાં આવતી દેખાઇ. તેની ભ્રકુટી કિંચિત્ ક્રોધનું દર્શન કરાવવા લાગી. તે બોલીઃ " હા મહારાજ ! "

" શો વાંક કર્યો હતો ? "

"મેં એમને પેટે જન્મ લીધો હતો, એ જ મારો વાંક !" શારદાએ ખુલ્લો ઉત્તર આપી દીધો.

"તું આ બધું ભાનમાં રહીને બોલે છે ? શું તારાં માતા-પિતાએ તને દરિયામાં ફેંકી હતી ?" સૂર્યસિંહને શારદાના શબ્દો-ની સત્યતા માટે વહેમ આવવા લાગ્યો.

"હા, મહારાજ."

"ત્યારે તારાં માતાપિતા કોણ છે ?"

"સ્વામીજી અને મોહનાદેવી."

સૂર્યસિંહ આ વાત સાંભળીને દિગ્મૂઢ બની ગયો. સ્વામી-જીનું નામ બરાબર મળતું આવી ગયું અને પહેલાં સ્વામીજીના નામ માટે રહેતો વહેમ હવે ઘણે ભાગે દૂર થઇ ગયો. સ્વામીજીની કુટીલતા વિષે સૂર્યસિંહે આજસુધી કાંઇ સાંભળ્યું નહોતું અને આ બનાવ પહેલી જ વાર સાંભળીને તે ચકિત થઇ ગયો. જરા પણ વિલંબ નહિ કરતાં તે ત્યાંથી ચાલ્યો ગયો અને રાજમહેલમાં આવ્યો. પોલીસના મુખ્યાધિકારીને બોલાવીને તેણે તેને કહ્યું : "સ્વામી રમણાનંદજી, મોહનાદેવી અને ગાડીવાન કાનજીની સામે વારંટ કાઢી તેમને પકડીને કાચી જેલમાં રાખો. તેમણે ખૂન કરવાની કોશેશ કરી છે અને હું પોતે તેનો ફરિયાદી છું."

પોલીસનો અધિકારી આ સાંભળીને આશ્ચર્ય પામ્યો ખરો, પરન્તુ માલીકના કહેવા પ્રમાણે કરવાની તેની ફરજ હતી. તેણે તુરત ત્રણ વોરંટ કાઢ્યાં અને તેનો અમલ કરવાને સિપાઇઓને મોકલી દીધા.

# પ્રકરણ ૧૦ મું.

## સુખી અને સંતોષી દંપતી.

**વા**ચક ! મિસ **વાયોલેટ શાર્પ**ને આજે આપણે કેવળ નવા જ સ્વરૂપમાં જોઈએ છીએ. રોબીન્સન ઘાયલ થયાને આજે બે વર્ષ વીતી ગયાં છે અને તે દર્મિયાનમાં વાયોલેટ સાથે તેનું લગ્ન થઇ ચૂક્યું છે. આજે વાયોલેટના ખોળામાં ચાર માસનો બાળક પુત્ર રમી રહ્યો છે. રોબીન્સન મી. **શાર્પ**ની ઓફીસમાં જ આનંદથી નોકરી કરે છે અને પતિપત્ની એક નાના અલગ ઘરમાં આનંદમાં દિવસો ગુજારે છે. **શાર્પ** સાહેબનો ધંધો અને ધન તેમની પાછળ રોબીન્સનને પોતાને જ મળવાની આશા છે, છતાં અત્યારે તો તે પોતાની આવક ઉપર નજર રાખીને કરકસરથી રહે છે. વાયોલેટ એક ધનવાન પિતાને ત્યાં ઉછરી હોવા છતાં રોબીન્સનના સામાન્ય ઘરમાં કરકસરથી રહેતાં તેને બહુ આનંદ મળે છે. **શાર્પ** સાહેબ એ સુખી દંપતીને જોઇને આનંદિત થાય છે. **વાયોલેટ** હવે તો એક પુત્રની માતા પણ થઇ છે, એ જોઇને **શાર્પ** સાહેબ પોતાનું વીલ **વાયોલેટ** અને તેના બાળક પુત્રના લાભમાં કરી આપવાનો વિચાર કરી રહ્યા છે, પરન્તુ તેમણે પોતાનો ઇરાદો કોઇને જણાવ્યો નથી.

રાત્રિનો સમય છે. આકાશમાં ચાંદની ખીલી રહી છે. ચંદ્રનો શ્વેત પ્રકાશપટ જગતને આનંદમાં નહવરાવી રહ્યો છે; અત્યારે એ સુખી દંપતી પોતાના નિવાસસ્થાનની અગાશીમાં બેસી આનંદપૂર્વક પાછલાં સ્મરણોને તાજાં કરી રહ્યાં છે. પાસે પડેલા પારણામાં

બાળક પુત્ર રમી રહ્યો છે. ચંદ્રને જોઇને આનંદની કીકીયારીઓ કરતો તે પોતાનાં માતાપિતાના વદનમાં આનંદ સ્મિત પ્રરકાવી રહ્યા છે. આ મનોહર સુખપ્રસંગ જોઇને વાયોલેટ બોલીઃ "હે વ્હાલા! લગ્ન પછી આપણે માથેરાન 'હનીમૂન' ગાળવા ગયાં હતાં, તે સમય તમને વધારે આનંદનો લાગતો હતો કે અત્યારનો સમય તમને વધારે આનંદનો લાગે છે, કહો જોઇએ વારૂ?"

રોબાન્સન આ સરખામણીને ન્યાય કેવી રીતે આપવો તેની ગુંચવણમાં પડતાં જરા હસીને બોલ્યો: "તને એ બે પ્રસંગોમાંથી કયો પ્રસંગ વધારે આનંદનો લાગે છે?"

"હું તો પછીથી કહીશ; પણ એક વાર તમારો મનોભાવ હું જાણવા ચાહું છું."

"જો ખરૂં કહું તો એ હનીમૂનના કેટલાક એવા રમણીય પ્રસંગો મારા મગજમાં ઠસી ગયા છે કે હું એ જીંદગીસુધી ભૂલીશ નહિ, એટલું જ નહિ પણ જ્યારે જ્યારે મને તેનું સ્મરણ થાય છે, ત્યારે હું તેમાં–તે આનંદમાં એવો તો મશગુલ બની જઉં છું કે જાણે અત્યારે જ હું એ આનંદ ભોગવી રહ્યો હોઉંની એવું મને ભાન થઇ આવે છે! અહો! પેલી ટેકરીપરની એ આનંદી સ્હવાર, બગીચામાંની મનોહર સાંજ અને પેલાં પક્ષીઓની ગમ્મતનો દિવસ એ સઘળું સાંભરતાં શું તને પણ તે આનંદનું ભાન થતું નથી?"

"એ બધુંએ મને સાંભરે છે, પરંતુ તેમાં તમને એવું આનંદ-જનક તત્ત્વ શું લાગ્યું તે તો કહો!" સ્મિતદ્વારા આનંદ દર્શાવતાં વાયોલેટ બોલી.

"કેમ ભૂલી જાય છે વ્હાલી? તે દિવસે સ્હવારે આપણે ટેકરીપર ચડીને સૂર્યોદય થતો જોતાં હતાં, અને ત્યારે આકાશમાં જે

થોડો વખત રંગ-બેરંગી દેખાવ થઈ રહ્યા હતો, તે દેખાવ વિષે ત્યાં ને ત્યાં કવિતા લખી કાઢવાની આપણી વચ્ચે હરીફાઇ ચાલી હતી. એ હરીફાઇમાં આપણે બન્નેએ જે કવિતાઓ લખી હતી તેની પરીક્ષા આપણે પાછળથી તારા પિતાજી પાસે કરાવી હતી અને તેમાં મારી કવિતાને વધારે માર્ક્સ મળ્યા હતા! અહો! એ સુંદર દેખાવ જોઇને કવિતા લખતી વખતે આપણે કેવાં આનંદમગ્ન હતાં? આપણામાં કેવો ઉત્સાહ હતો? ત્યારપછી એક વાર સાંજે આપણે બગીચામાં બેઠાં હતાં. સુગંધી પુષ્પોથી ભરેલી ગુલાબની ડાંખળીઓ તારી સુંદર ટોપીમાંના બનાવટી ગુલાબોની સાથે હરીફાઇ કરતી તે ઉપર ઝઝૂમી રહી હતી. ભ્રમરાઓ એ પુષ્પોની આસપાસ ભ્રમણ કરતા હતા અને કોઇ વાર તારી ટોપીમાંનાં ગુલાબો ઉપર પણ ભૂલથી બેસીને પાછા ઉડી જતા હતા, તે વખતે મને એવું થઇ ગયું હતું કે જો હું ચિત્રકાર હોઉં અને એ વખતનું તારૂં ચિત્ર આલેખી લઉં તો કેવું સારૂં? એવી ઘણીએ આનંદી સાંજો આપણે બાગેચાનમાં ગુજારી હતી. હા, વળી પેલાં પોપટ પોપટીની ગમ્મત શું તને સાંભરતી નથી? લુચ્ચો અને મશ્કરો પોપટ પોપટીને કેવો સતાવી રહ્યો હતો, છતાં પોપટી તો પોપટ ઉપર એવી ફીદા થઈ ગઇ હતી કે તેને તે બિલકુલ ગણકારતી નહોતી અને ઉલટી પોપટની પાસે ને પાસે રહીને ગેલ કરતી હતી! બગીચામાંની એકાંત શાન્ત કુંજમાંથી એ પક્ષીઓની ગમ્મત આપણે કેટલા આનંદથી જોઇ રહ્યાં હતાં! અને પછી જ્યારે એ પક્ષીઓએ પોતાની પ્રેમ-પિપાસાને દેહ-ઐકયની સાધનાવડે સમાપ્ત કરી, ત્યારે આપણે પણ કેવાં એક બીજાને ભેટીને એ કુંજમાંની બેંચો ઉપર જ—"

વાયોલેટે એકદમ રોબીન્સનના મ્હોં આડે પોતાનો હાથ દઇને

બોલી: "બસ કરો, બસ કરો, હવે ! જાણી એ તમારી ચતુરાઇ ! તમને પણ અત્યારે એવું જ સાંભરે છે !" વાયોલેટ જરા રોષ દર્શાવતાં છતાં હસી ગઇ.

"કેમ વળી ? શું એ સમયનો આનંદ આપણા સુખની પરિ-સીમારૂપ નહોતો ?" રોબીન્સન તેવું જ મધુર સ્મિત કરતો બોલ્યો.

"હા, હા, હવે હું સમજી કે તમારી સુખ અને આનંદની કલ્પના મારી કલ્પનાથી કેવળ જૂદી પડે છે. મને એ હનીમૂનના કરતાં અ-ત્યારનો આનંદ વધારે ચડીઆતો લાગે છે ! જુઓને, આ બાળક કલ્લોલ કરતો ચન્દ્રમાની સામે હાથ લાંબા કરતો કેવો રમી રહ્યો છે ?! જુઓ વ્હાલા ! એનું મ્હોં બરાબર ચન્દ્રમાના જેવું ગોળ અને તેજસ્વી નથી દેખાતું ?"

"ચન્દ્રમુખી માતાનો પુત્ર ચંદ્રમાના જેવા વદનવાળો થાય એમાં શી નવાઇ ?"

"ત્યારે આ બાળકને જોઇને તમને હનીમૂનના કરતાં વધારે સુખ ઉત્પન્ન નથી થતું શું ?"

"એવી કશી સરખામણી કરતાં મને આવડતું નથી, પરન્તુ હનીમૂનનો આનંદ મારાથી વિસરાતો નથી એટલું તો હું કહું છું."

"ત્યારે મને એથી ઉલટું જ લાગે છે. આ બાળકને રમતો જોવાથી મને જે સુખ થાય છે, તેથી મને હનીમૂનનો આનંદ સાંભરતો જ નથી ! તમે પુરૂષો અત્યંત વિલાસપ્રિય છો એટલે તમને બાળકો ઉપર ઓછી પ્રીતિ હોય તેમાં નવાઇ નહિ !"

"એવું કાંઇ જ નહિ. બાળકો ઉપર પુરૂષો ઓછી પ્રીતિ ધરાવતા હોતા નથી, પરન્તુ એ પ્રેમપુષ્પો જોઇને તેની જનેતા ઉપર પુરૂષોને વધારે પ્રીતિ ઉત્પન્ન થાય છે. તેથી ઉલટું બાળક

થયા પછી સ્ત્રીઓના પ્રેમપ્રવાહમાં બે ભાગ પડે છે, જેથી પતિ ઉપરનો તેનો પ્રેમ ઓછો થાય છેઃ આવું જગતમાં ઘણી વાર જોવામાં આવે છે."

"તમે મને તો નહિ, પણ આખા સ્ત્રીવર્ગને અન્યાય કરો છો. બિચારી સ્ત્રીઓ પોતાનાં કાળજાં ખોલીને પુરૂષોને બતાવી શકતી હોત, તો તેઓ તેમ કરીને પણ પુરૂષોને સંતોષ આપી શકત; પરન્તુ તેમ બની શકતું નથી, એ જ અડચણ છે."

"સાબાશ! હું તારા શબ્દોથી આનંદ અને સંતોષ પામું છું. જ્યાં પ્રેમને દૈવી વસ્તુ સમજવામાં આવે છે, ત્યાં પુરૂષ અને સ્ત્રી વચ્ચે કશું અંતર જ રહેતું નથી એ ખરૂં છે! એ દૈવી પ્રેમ આપણા લગ્ન પહેલાં હું તારામાં જેટલો જ્વલંત જોતો હતો, તેટલો જ જ્વલંત અત્યારે પણ હું તારામાં જોઉં છું, વ્હાલી!" એમ કહેતાં રોબીન્સને વાયોલેટને બાથમાં લઇ એક મીઠું ચુંબન કર્યું. તે આગળ બોલ્યો: "આ દેશના હિંદુ લોકો પણ પતિ-પત્નીના પ્રેમને દિવ્ય વસ્તુ માને છે."

"એવું શા ઉપરથી કહો છો વારૂ?" વાયોલેટે પ્રશ્ન કર્યો.

"આપણા દેશમાં લગ્નને વિશેષાંશે એક કરારરૂપ માનવામાં આવે છે અને આ દેશમાં લગ્નને ધર્મનું એક પવિત્ર બંધન માનવામાં આવે છે, એ કારણથી પતિ-પત્ની વચ્ચે બંધાતા પ્રેમમાં ધર્મને પ્રધાનતા મળે છે." રોબીન્સને જણાવ્યું.

વાયોલેટ બોલીઃ "હિંદુઓના લગ્નની મૂળ પ્રથા એવી હશે ખરી, પણ અત્યારે તો તેમાં ઘણો બગાડ થઇ ગયો છે. મને મારી સખી લલિતા કહેતી હતી કે માતા-પિતાએ પસંદ કરેલા પતિ વેરે હિંદુ કુમારિકાઓને પરણાવવામાં આવે છે, અને તેથી ઘણી વાર

તેઓ વચ્ચે ખરા પ્રેમને બદલે અણગમો પેદા થાય છે તેમજ કજોડાં પણ બહુ થવા પામે છે. હિંદુઓમાં પહેલાં તો પોતાની પસંદગીથી લગ્ન કરવાનો રીવાજ હશે ખરો, પરન્તુ અત્યારે એ રીવાજ બદલાઈ ગયો છે, તેથી તેઓ આપણાં જેવાં લગ્નોને વધારે ઈચ્છવા લાગ્યા છે."

"શું લલિતા એવા લગ્નને ઈચ્છતી હતી?"

"હા. પોતાની મેળે પ્રેમમાં પડીને પરણવાની તેને વધારે ઈચ્છા હતી, પરન્તુ ખરા પ્રેમને એ સમજતી હોય એમ મને લાગતું નથી. તેના પ્રેમની સઘળી કલ્પનાઓ માત્ર પતિના શારીરિક સૌંદર્યમાં જ સમાઈ રહેલી હોય એમ મને લાગે છે. હા, પણ મને એ ઠીક સાંભર્યું! વ્હાલા! આજે મારા પર લલિતાનો પત્ર આવ્યો છે. ઘણા મહીનાથી તે મને બિલકુલ મળી નથી. અમે સ્કૂલમાં સાથે અભ્યાસ કરતાં ત્યારે ઘણી વાર મળતાં અને મેં સ્કૂલ છોડી ત્યારપછી પણ તે મને મળતી, પરન્તુ હમણાં તો જાણે તે મને વિસરી ગઇ હોય એવું જ લાગતું હતું. પણ આજે માઉન્ટ આબુપરથી તેનો પત્ર આવ્યો છે અને તેમાં લખ્યું છે કે હું કેવળ મરણને બિછાને પડી છું અને મારી છેવટની ઈચ્છા તને મળવાની છે, માટે જો મારા પરનો તારો જૂનો પ્રેમ ટકી રહ્યો હોય, તો આ દુનિયામાંની મારી છેલ્લી સફરની વેળાએ તું મને મળી જા!"

"વારૂ, આ વખતે તે માઉંટ આબુ ઉપર ક્યાંથી?"

"તેણે લખ્યું છે કે મુંબઇમાં તેની તબીયત એકદમ ખરાબ થઇ આવવાથી હવાના ફેરફાર માટે તેને માઉન્ટ આબુપર એક બંગલામાં રાખવામાં આવી છે, પરન્તુ ત્યાંએ તેની તબીયત સુધરી નથી અને હવે તે મરણને કાંઠે છે."

"કેમ ત્યારે તેને મળવા જવાની તારી ઇચ્છા છે ?"

"તમે સાથે આવો તો આપણે બન્ને ત્યાં જઇએ. એ બિચારીએ જ્યારે મરણ વખતે આ છેવટની ઇચ્છા બતાવી છે, ત્યારે અમારી બાલ્ય મૈત્રીને સંભારીને મારે તેની ઇચ્છા પૂરી કરવી જોઇએ. માઉન્ટ આબુ ઉપર જવા માટે આ ઋતુ ઘણી સારી છે, એટલે આપણા બાળકની તબીયતની ચિંતા કરવા જેવું કાંઇ નથી."

"પરન્તુ હું તારી સાથે ત્યાં આવી શકું તેમ નથી, કારણકે હમણાં સાહેબની તબીયત બરાબર નહિ રહેતી હોવાથી ઓફીસનું સઘળું કામ મારે જાતે તપાસવું પડે છે."

"તો પછી હું એકલી કેવી રીતે જઉં ? આયાને તો હું સાથે રાખીશ, પરન્તુ તમે સાથે હો-છેવટે આબુરોડના સ્ટેશન સુધી પણ સાથે રહો તો વધારે સારૂં; પછી પર્વત ઉપર તો અમે જઇશું; અને સ્ટેશનપર લલિતાનો માણસ પણ મને લેવાને સામો આવ્યો હશે."

"ભલે, તારી ઇચ્છા એવી છે, તો હું આબુરોડ સુધી સાથે આવીશ. કાલે મેલમાં આપણે અહીંથી નીકળીશું અને તું મને સીરનામું લખી આપજે એટલે હું અગાઉથી તાર કરીને લલિતાને ખબર આપીશ કે જેથી તેનો માણસ અગાઉથી સ્ટેશનપર આવે; પણ અહીંથી નીકળ્યા પહેલાં અહીં તેના પિતાજીને મળવું નથી શું?"

"ના, તેઓ અહીં નથી. લલિતાએ લખ્યું છે કે તેની ખરાબ તબીયતને લીધે તેમનું આખું કુટુંબ ત્યાં જ રહ્યું છે." વાયોલેટે ઉત્તર આપ્યો.

દંપતીની આ વાતચીત દરમિયાન તેમનો બાળક પુત્ર રમતો રમતો નિદ્રાધિન થઇ ગયો હતો. વાયોલેટે તેના શાન્ત-ગંભીર વદન

સામે પ્રેમપૂર્વક નિહાળી રહીને ઓઠ ઉપર એક ચુંબન લીધું અને પછી તેને આસ્તેથી ઉંચકીને ઝોલામાં સુવાડી દીધો.

## પ્રકરણ ૧૧ મું.

### " આ તો એક ચમત્કાર ! "

**બી**જે દિવસે રાત્રે રોબીન્સન અને વાયોલેટ આબુ જવાને મુંબઇથી નીકળ્યાં. બીજા વર્ગનો એક ભાગ એ દંપતીને માટે ખાસ અલગ રાખવામાં આવ્યો હતો અને બાજુના ત્રીજા વર્ગના એક ભાગમાં આયા સગુણા બેઠી હતી. બાળક પુત્ર બહુ રડતો નહિ અને સહજ તે કોઇ વાર રડતો ત્યારે વાયોલેટ તેને રમાડીને શાન્ત રાખી શકતી. છતાં કેટલીક વાર બાળકની સુશ્રૂષાના કામમાં તેને બીજા માણસની જરૂર પડતી અને તેથી સગુણાને સાથે લીધી હતી.

મુંબઇથી રાત્રે નીકળેલો મેલ બીજે દિવસે બપોર પછી આબુરોડને સ્ટેશને પહોંચે છે. એ પંદર–સોળ કલાકની મુસાફરીમાં મુસાફરોને બહુ અડચણ વેઠવી પડતી નથી કારણકે અમદાવાદ સિવાય બીજે કોઇ સ્થળે ગાડીની ફેરબદલી કરવાની તેમને જરૂર પડતી નથી. વાયોલેટને પોતાના પતિ અને બાળક સાથેની આ નાની મુસાફરી બહુ ખુશનુમા જણાઇ. અમદાવાદને સ્ટેશને તેણે કહ્યું: " વહાલા ! ચાલોને આપણે સાથે જ પર્વત ઉપર જઇશું, અને માત્ર એ જ દિવસ રહીને પાછાં ફરીશું. એ મનોરમ સ્થળે આપણે સાથે હોઇએ તો કેવો આનંદ થાય વારૂ ! "

રોબીન્સન હસીને બોલ્યો: "આનંદ તો થાય. પણ આપણે આનંદ કરવાને કાંઇ થોડાંજ જઇએ છીએ? તારી એક માંદી બ્હેનપણીની તબીયત જોવાને માટે જવું છે, અને પછી આપણે ત્યાં સહેલ સપાટા કરતાં ફરીએ તો કેટલું ખરાબ દેખાય?"

"એમાં સહેલ શાની? ગોપાળરાય શેઠ પોતે જ આપણને ત્યાંનાં જુદાં જુદાં રમણીય સ્થાનો બતાવશે. આપણે તેમનાં અતિથિ થયાં એટલે શું એવો વિવેક નહિ કરે?"

"કરશે, પણ આપણે તે વિવેકને તાબે થઇએ તો લલિતાને કેટલું ખરાબ લાગે? એક મરણને બિછાને પડેલી સખીને ધીરજ આપવાને અને તેને પોતાનું દુઃખ ઓછું જણાય તેમ કરવાને તારે તેની પાસે ને પાસે રહેવું જોઇએ. પછી હું સાથે ચાલું તે નિરર્થક જ છે. છતાંએ તારી ઇચ્છા હશે તો આવતે વર્ષે ઉનાળાનો એકાદ માસ આપણે માઉન્ટ આબુ ઉપર ગાળવાને આવીશું, પછી છે કાંઇ?"

વાયોલેટ સમજીને ચૂપ રહી. ઓફીસના કામમાંથી પોતાનો પતિ વધારે વખત મેળવી શકે તેમ લાગતું નથી, એમ સમજીને તેણે તે બાબત વધારે આગ્રહ કર્યો નહિ. મુસાફરી આગળ વધી અને બરાબર વખતસર તેઓ સઘળાં આબુરોડને સ્ટેશને ઉતર્યાં. વાયોલેટે તથા રોબીન્સને આજુબાજુ સઘળે નજર કરી, પરંતુ કોઇ પરિચિત માણસ પોતાને લેવા આવેલું જણાયું નહિ. વાયોલેટે આશા રાખી હતી કે કદાચ ગોપાળરાય શેઠ પોતે જ તેને લેવા આવશે. તે હજી ચોમેર જોતી હતી. એટલામાં એક અંગ્રેજ બાનુ તેની સમીપમાં આવીને બોલી: "મીસીસ રોબીન્સન આપ પોતે જ કે?"

"જી હા." વાયોલેટે ઉત્તર આપ્યો અને આગળ પૂછ્યું: "આપનું નામ શું વારૂ?"

"મારૂં નામ મીસ ફ્લોરેન્સ છે. હું લલિતા બ્હેનની નર્સ છું અને આપને લેવાને જ આવી છું."

"એમ કે? મીસ ફ્લોરેન્સ!" વાયોલેટે તેની સાથે હસ્તધુનન કરીને કહ્યું: "ઉપકાર થયો; વારૂ, લલિતાને કેમ છે? તેમની તબીયત કેવી છે?"

"એમની તબીયતનો હવે ભરોસો નથી, બાઈ! તેમને ક્ષય રોગ લાગુ પડયો છે અને તેમની તબીયતની ચિંતામાં ગોપાળરાય શેઠને પણ થોડા દિવસથી તાવ આવે છે. તમને લેવાને સ્ટેશનપર આવવાની તેમની બહુએ ઇચ્છા હતી, પરન્તુ નાદુરસ્ત તબીયતને લીધે તેમના એક ચાકર સાથે હું જ તમોને પર્વત ઉપર લેઇ જવાને મોટાર સાથે આવી છું."

"શેઠની તબીયત પણ ખરાબ છે, એ જાણીને મને બહુ દુઃખ થાય છે. વારૂ, અહીં ડાક્તરની ગોઠવણ પણ સારી હશે." વાયોલેટે સહજ પૂછયું.

"ડાક્તરની ગોઠવણ તો શેઠે ખાસ કરી છે. મુંબઇથી ડાક્તર માર્ટીનને અહીં બોલાવીને શેઠે રૂપિયા ત્રણ હજારના માસિક પગારથી રોકયા છે અને હું પણ ડાક્તર સાહેબની સાથે જ તેમની ચાકરી કરવાને આવી છું. ગઈ કાલે તો ડાક્તરે પણ તેમની તબીયત સુધરવાની આશા મૂકી દીધી છે." મીસ ફ્લોરેન્સે જણાવ્યું.

પોતાની સખીની તબીયતની આ ખબર વાયોલેટને બહુ દુઃખજનક થઈ પડી. ભૂતકાળનું સ્મરણ તેને થઇ આવ્યું અને આંખમાં જળ ભરાઇ આવ્યું. તે બોલી: "અહો! બિચરી કેવી સુંમી અને તંદુરસ્ત બાળા હતી! મીસ ફ્લોરેન્સ! અમે ઘણાં વર્ષો સુધી સાથે જ નિશાળે જતાં અને એક બીજાના પરિચયમાં

રહેતાં ! હું અને તે કાંઇ એક જ દેશનાં નથી, છતાં અમારો મૈત્રી-ભાવ ઘણો ગાઢ હતો. આજે એ બિચારીની આવી દશા સાંભળીને મને બહુ દુઃખ થાય છે. ખરેખર, જ્યારે હું તેને એવી સ્થિતિમાં નજરે જોઇશ ત્યારે હું દુઃખથી બેભાન બની જઇશ."

"સાચું છે બ્હેન !" મીસ ફ્લોરેન્સ પણ આંખો લૂછતી બોલી: "સજાતીય કે વિજાતીય ગમે તેવો હોય પણ સાચો સ્નેહ-ભાવ તો એવો જ હોય છે. વારૂ, હવે આપણે જઈએ. મજુરોએ આપનો સામાન મોટારમાં ગોઠવી દીધો છે."

"હા ચાલો; આ મી. રોબીન્સન છે." વાયોલેટે પોતાના પતિની ઓળખાણ પાડી.

"જી હા ! આપને જોઇને હું બહુ ખુશ થઇ છું. આપ પણ સાથે આવ્યા તે તો બહુ જ આનંદનો બનાવ છે. લલિતા બ્હેન આપને જોઇને—"

"નહિજી ! હું પહાડ ઉપર આવવાનો નથી, પરન્તુ વળતી જ ટ્રેનમાં પાછો મુંબઇ જવાનો છું, કારણકે ઓફીસનું ઘણું અગત્યનું કામ પડતું મેલીને અહીં મીસીસ રોબીન્સનને મેલવા માટે જ મારે સાથે આવવું પડ્યું છે." રોબીન્સને જવાબ આપ્યો.

"એ ઘણી દિલગીરીની વાત છે કે તમે અહીંસુધી આવીને પર્વત ઉપર આવી શકતા નથી. લલિતા બ્હેનને પણ એટલો અસંતોષ જ રહેશે."

રોબીન્સન સ્મિત કરીને બોલ્યો: "તેઓ અસંતુષ્ટ નહિ રહે, કારણકે હું અહીં આવવાનો છું તે તે જાણતાં નહિ હોય."

"બરાબર છે. તે જાણતાં નથી કે તમે પણ સાથે આવવાના છો, કારણકે તમોએ કરેલા તારમાં પણ કશી તેવી વિગત નહોતી,

પરન્તુ જયારે તે જાણશે કે તમે અહીંસુધી આવીને પાછા ગયા છો, ત્યારે શું તેમને શોક નહિ થાય ?" મીસ ફ્લોરેન્સે વિનય પુરઃસર દલીલ કરી.

"તે માટે તેમની માફી માંગીશ; પરન્તુ અત્યારે તો હું તેમની પાસે નહિ આવવા માટે દિલગીર છું." રોબીન્સને જણાવ્યું.

મીસ ફ્લોરેન્સે પણ હવે વધારે આગ્રહ કરવાનું મૂકી દીધું. સૌ પ્લેટફોર્મની બહાર ચાલ્યાં. સ્ટેશનની સામેના આંગણામાં અનેક પ્રકારનાં વાહનો ઉભાં રહેલાં હતાં. અંબાજી અને આબુની યાત્રાએ જનારા યાત્રાળુઓને માટે જ એ વાહનો ઘણે ભાગે ત્યાં તૈયાર રહેતાં. તે ઉપરાંત ભાડાની મોટોર પણ પહાડ ઉપર જવા માટે મળી શકતી. મીસ ફ્લોરેન્સ તેવી એક મોટોરમાં જ આવી હતી અને પરોણાઓને પહાડ ઉપર લઇ જવા માટે તેણે મોટોર રોકી રાખી હતી. તેણે વાયોલેટને લઈ જઇને મોટોરમાં બેસાડી અને પોતે તેની બાજુમાં બેઠી. મોટોર ચલાવનારની પાસે વાયોલેટની આયાને બેસાડી. રોબીન્સન પોતાથી છૂટી પડતી પત્નીને તથા કોમળ બાલપુષ્પને સ્નેહભરી આંખે જોઇ રહ્યો. તેણે બાળકના કોમળ ગાલપર મધુરૂં ચુંબન લીધું. વાયોલેટ એ આનંદી દશ્યને સ્મિતપૂર્વક નિહાળી રહી. પાંચેક મિનિટસુધી સહજ વાતચીત કરીને બન્ને છૂટાં પડયાં. મોટોર ચાલી ગઈ અને રોબીન્સન વેઇટીંગ રૂમમાં આવીને ધુમ્રપાન કરતો બેઠો.

મુંબઇ તરફ પાછા ફરવા માટે ગાડી મેળવવામાં તેને બહુ વખત રાહ જોવી પડી નહિ. એકાદ કલાકમાં તેને વળતી ગાડી મળી અને તેમાં બેસીને તે એકદમ મુંબઇ તરફ ચાલ્યો. સાંજે તે અમદાવાદ પહોંચ્યો. ઉપરાઉપરી મુસાફરી કરવાનો થાક લાગ્યો

હોવા છતાં તેનો વિચાર કયાંય રોકાવાનો નહોતો, કારણકે ઓફીસના જરૂરી કામને લીધે તેને તુરત પાછા ફરવાનું હતું. આથી તેણે સ્ટેશન ઉપર જ પોતાનું ખાણું લીધું અને પછી ગાડી આવવાની રાહ જોતાં આમ તેમ ટહેલવા માંડયું. એટલામાં કોઇ હેન્ડબીલ વહેંચનારા છોકરાએ બીજાઓની સાથે રોબીન્સનના હાથમાં પણ એક હેન્ડબીલ મેલ્યું. એ હેન્ડબીલ અંગ્રેજી, ગુજરાતી, હિંદી અને ઉર્દુ એ પ્રમાણે ચાર ભાષામાં છાપેલું હતું અને તેમાં નીચે પ્રમાણે વિગત છાપેલી હતી.

### રૂ. ૧૦૦૦૦નું ઇનામ.

મારી પુત્રી લલિતા, ઉમર વર્ષ ૧૭, વર્ણે સુંદર, ધાટે નમણી, સામાન્ય રીતે લાંબી અને પાતળી, બાજુએ છાપ્યા પ્રમાણેના ચહેરાવાળી, બે દિવસ અગાઉ વૃદ્ધનગર ખાતે લગ્નપ્રસંગ ઉપર ગએલી ત્યાંથી એકાએક ગુમ થઇ છે. તેની સાથે વૃદ્ધનગરનો મંત્રીપુત્ર કુંદનલાલ હતો તેનું ખૂન થયું છે અને તેનું મુડદું દરિયામાંથી મળ્યું છે તે ઉપરથી લલિતા કોઇ બદમાશોના પ્રપંચનો ભોગ થઇ પડી હોય એવું અનુમાન થાય છે. જો કોઈ પણ સખ્સ તેનો પત્તો મળવી આપશે તો તેનો દુઃખી પિતા બહુ જ આભારી થશે અને તેને રૂ. ૧૦૦૦૦ નું ઇનામ આપશે. તેને ઉપાડી જનાર બદમાશો રેલ્વે માર્ગે નાસી ગયા હોય એવો વિશેષ સંભવ છે.

લી. ગોપાળરાય વિઠ્ઠલરાય, મુંબઇ.

આ હેન્ડબીલ વાંચતાં જ રોબીન્સન ચમકયો અને બોલી ઉઠયો: " આ તો એક ચમત્કાર ! આમાં ગોપાળરાય શેઠ જાહેર કરે છે કે લલિતા બે દિવસ અગાઉ વૃદ્ધનગરમાંથી ગુમ થઇ છે, ત્યારે મારી સ્ત્રી તો લલિતાને જ મળવાને આણુ ઉપર ગઈ છે !

આ કેવળ નહિ બનવાજોગ વાત છે. પેલી મીસ ફ્લોરેન્સ કહેતી હતી કે ગોપાળરાય શેઠ અને લલિતા બન્ને માંદાં છે, અને અહીં ગોપાળરાય શેઠ મુંબઇથી આ હેન્ડબીલ ફેલાવે છે ! ત્યારે આમાં ખરૂં શું સમજવું?"

રોબીન્સન મોટા વિચારમાં અને તે સાથે મોટા ગભરાટમાં પણ પડયો: જેમ જેમ તે વધારે વિચાર કરવા લાગ્યો તેમ તેમ તે વધારે મુંઝાવા લાગ્યો. આ શો બનાવ બન્યો હશે અને આમાંનો કયો બનાવ ખરો હશે તથા કયો બનાવ ખોટો હશે તે માટે તે કાંઇ નિશ્ચય કરી શકયો નહિ. તે બહુ જ ગભરાયો અને આ માટે હવે કોની સલાહ લેવી તે માટે આસપાસ જોવા લાગ્યો. એક બીજો યુરોપીઅન ઉતારૂ 'વેટીંગ રૂમ' માં ખાણું લેતો હતો તેની પાસે જવાનો તેણે વિચાર કર્યો, પરન્તુ તુરત જ તેને સ્ટેશન માસ્તરને મળવાનું વાજબી લાગ્યું. બીજાઓ પ્રત્યે સ્ટેશનના ગોરા અમલદારો ગમે તેવું વર્તન ચલાવતા હોય તોપણ ગોરા ઉતારૂઓ સાથે તો તેમને વિનયી થવાની ફરજ જ પડે છે. રોબીન્સને સ્ટેશન માસ્તરને મળીને પોતાની સઘળી વિગત કહી. સ્ટેશન માસ્તરે તે વાત ધ્યાનથી સાંભળી અને છેવટે કહ્યું: "સાહેબ ! આ હેન્ડબીલમાં જણાવેલો બનાવ ખરેખરો છે અને તે જ લલિતાના પત્ર ઉપરથી તમારાં પત્ની જો તેને મળવાને આબુ ઉપર ગયાં હોય તો હું સ્પષ્ટ કહીશ કે તે કોઇ બદમાશોની બનાવટ હોવી જોઇએ અને તમારે તમારાં પત્નીની મદદે તુરત જ જઇ પહોંચવું જોઇએ."

સ્ટેશન માસ્તરના આ શબ્દો સાંભળતાં જ રોબીન્સનના જોભે જોભ છૂટી ગયા ! પોતાની સઘળી હિંમત એકઠી કરીને તે તુરત જ બીજા પ્લેટફોર્મ તરફ દોડયા અને આબુ જતી ટ્રેન ઉપડવાને માટે

બે જ મિનિટની વાર હતી એટલામાં તે એક ડબામાં પેસી ગયો. તેની પાસે ટીકિટ નહોતી, પરન્તુ સાબરમતી સ્ટેશનેથી તે તેણે મેળવી લીધી. તેને અત્યારે એમ થવા લાગ્યું કે જો ટ્રેન આકાશ માર્ગે ઉડીને આબુના પહાડપર પડે તો કેવું સારૂં ? !

## પ્રકરણ ૧૨ મું.

### વીરાગના.

મીસ ફ્લોરેન્સની સાથે મોટારમાં બેસીને વાયોલેટ પહાડ ઉપર જઇ પહોંચી. તે પોતાની સખીને મળવાને બહુ આતુર બની રહી હતી અને તેથી જેવી મોટાર એક એકાંત બંગલાના દરવાજા પાસે થોભી કે તુરત જ તે ઉતરી પડીને ચોમેર જોવા લાગી કે નિકટમાં કોઇ પરિચિત માણસ દેખાય છે ? પરન્તુ કોઈ તેના જોવામાં આવ્યું નહિ મોટારમાંથી તેની આયાએ સામાન ઉતારી લીધો, એટલે મોટાર ચાલી ગઇ. વાયોલેટના બાળક પુત્રને મીસ ફ્લોરેન્સે તેડી લીધો હતો. તેની સાથે સાથે વાયોલેટ બંગલામાં ગઇ. બંગલામાં એક સ્થળે એક કાળો હબસી જેવો દેશી નોકર કાંઈ ઘરકામ કરતો તેના જોવામાં આવ્યો. બીજું કોઇ તેની નજરે પડ્યું નહિ. ફ્લોરેન્સે વાયોલેટને એક મોટા ઓરડામાં બેસાડીને કહ્યું: “ હવે હું લલિતા બ્હેનને તમારા આગમનના ખબર આપું છું. ”

અધીરી વાયાલેટ બોલી: “એમ શામાટે ? તેનું બિછાનું જ્યાં રાખવામાં આવ્યું હોય ત્યાંજ મને તેડી જાઓને ? હું તેને મળવાને બહુ આતુર છું ”

ફ્લોરેન્સ હસીને બોલી: “ તમારા પ્રેમને ધન્યવાદ ઘટે છે,

પરન્તુ બ્હેનની તબિયત એટલી નાજુક બની ગઈ છે કે ડાક્તરની પરવાનગી વિના હું તમને એમની પાસે લઈ જઈ શકીશ નહિ. હું ડાક્તરને પૂછીને જ હમણાં આવું છું."

"ઠીક ત્યારે જાઓ; હું અહીં તમારી રાહ જોતી બેઠી છું." વાયોલેટે ઉત્તર આપ્યો. ફ્લોરેન્સે બાળકને વાયોલેટની આયાના હાથમાં મેલ્યો અને પોતે બીજે બારણેથી અંદર ચાલી.

વાયોલેટ તે દીવાનખાનામાંના આછા આછા સુંદર ફરનીચરની રચના જોતા આમતેમ ફરતી હતી, એટલામાં ફ્લોરેન્સ પાછી ફરી અને બોલી: "લલિતા બ્હેન થોડી વાર પહેલાં દર્દથી ઉશ્કેરાઈ ગયાં હતાં તેથી ડાક્તર અત્યારે તમને મળવા દેવાની ના કહે છે; પણ શેઠ સાહેબ તમને મળવાને બહુ ખુશ છે અને હજી પોતે બિછાના-વશ છે, તેથી તમે કહો તો હું તમને તેમની પાસે તેડી જઉં."

"તોપણ ભલે; હું તેમને મળીને થોડી વેળા વીતાડીશ." એમ કહી વાયોલેટ ઉઠી અને શેઠજીને મળવા જવામાટે ફ્લોરેન્સની સાથે જવા તૈયાર થઈ. ફ્લોરેન્સની પાછળ પાછળ તે એકલી ચાલી. એક ઓરડામાંથી બીજા ઓરડામાં અને બીજા ઓરડામાંથી ત્રીજા ઓરડામાં એમ કરતાં અનેક ઓરડાઓ, દાદરો અને અગાશીઓ વટાવ્યા પછી એક સાંકડા ઓરડામાં શેઠનું બિછાનું રાખવામાં આવેલું માલૂમ પડયું શેઠ માથે શાલ ઓઢીને સૂઇ ગયા હતા અને એક ડાક્તર તેની પાસે ઉભો ઉભો કોઇ દવાનું મિશ્રણ તપાસતો હતો. ફ્લોરેન્સ અને વાયોલેટને ત્યાં આવતાં જોઇને ડાક્તર ચાલ્યો ગયો. ફ્લોરેન્સે વાયોલેટને એક ખુરશી ઉપર બેઠક લેવા કહેતાં જણાવ્યું: "શેઠ ઉંઘી ગયા લાગે છે; હું દવા લઇ આવું અને દવા પાવા નિમિત્તે તેમને જગાડું; હમણાં તમે તેમને બોલાવશો નહિ."

એમ કહી ફ્લોરેન્સ ગઇ અને બારણું અટકાવતી ગઇ. તે ગયાને માત્ર એક પણ મિનિટ પૂરી નહિ થઇ હોય, એટલામાં તો પોતાના શરીરપર ઓઢેલી શાલને દૂર ફેંકી દઇને સ્મીથે હસતો હસતો બિછાનામાંથી બેઠો થયો ! તેને જોતાં જ વાયોલેટ ચીસ પાડતી ખુરશી ઉપરથી ઉભી થઇ ગઇ અને બારણા ભણી દોડી, પરન્તુ નિરૂપાય ! તે કેદ થઇ ચૂકી હતી ! !

વાયોલેટને પરણવાનો એક વખતનો ઉમેદવાર પરન્તુ અત્યારે પોતાની ઉમેદમાં નિષ્ફળ થવાથી તેનો પક્કો શત્રુ બનેલો સ્મીથ વાચકના સ્મરણમાં હશે જ. કહેવાની જરૂર નથી કે લલિતાને નામે તેણે જ આ કાવતરૂં રચ્યું હતું અને તેમાં તેનો આશય રોબીન્સનને અને વાયોલેટને જેમ બને તેમ વધારે દુઃખી કરવા–રીબાવવા સિવાય બીજો કશો નહોતો. વાયોલેટ અને લલિતાની મિત્રાચારીનો ઇતિહાસ તે જાણતો હતો અને પછી લલિતા બહારગામ ગઇ હોવાની ખબર જ્યાં ત્યાંથી મેળવીને તેણે આ કાવતરૂં ગોઠવ્યું હતું અને અત્યારસુધી તો તેની ગોઠવણ પ્રમાણે જ સઘળો બનાવ બન્યો હતો.

સ્મીથને જોતાં જ બ્હાવરી બનેલી વાયોલેટે ભયાનક ચીસ પાડી પરંતુ તેની એ ચીસ એ વિશાળ બંગલાની અંદર ને અંદર જ સમાઇ ગઇ. તે તરફ હાસ્ય કરતો સ્મીથ બોલ્યો: “ વ્હાલી વાયોલેટ ! હવે તું શાને અકળાય છે ? અત્યારે તું મુંબઇના ગીચ મહોલ્લાઓમાંના એક ઘરમાં નથી; પરન્તુ આબુના પહાડપરના જંગલમાં એક એકાંત બંગલાના ગુપ્ત ઓરડામાં કેદ પુરાએલી સ્થિતિમાં મારી સામે ઉભી છે ! તારાં ફાંફાં અહીં બિલકુલ ચાલવાનાં નથી.”

“ ઓ સ્મીથ ! શું આટલેસુધી લાવીને તેં મને ફસાવી ?

મારા ખોડીલા પતિ સાથે મને નિરાંતે રહેવા દેવા શું તું નથી ઇચ્છતો ? **સ્મીથ** ! **સ્મીથ** ! એક વાર તું મને ચાહતો હતો અને હું તને ચાહતી હતી, પરન્તુ ઇશ્વરને તે ન ગમ્યું અને હું બીજાની થઇ ચૂકી છું; હવે મારામાં તારો શો સ્વાર્થ સમાએલો છે કે તું મને પજવે છે ?" નરપિશાચની દયા ઉશ્કેરવાનો **વાયોલટે** વ્યર્થ પ્રયત્ન કર્યો.

"મારો સ્વાર્થ ?" **સ્મીથ** સ્મિત કરીને બોલ્યો: "મારો સ્વાર્થ તેં હજી પાર પાડયો નથી, ત્યાંસુધી તારા પ્રત્યે મારા દિલમાં સરખી કીનાની આગ બળી રહી છે. મને માત્ર તારી જુવાનીનો સ્વાદ ચખાડ એટલે હું તારી ઇર્ષા નહિ કરૂં-બસ, પછી તું તારે રસ્તે અને હું મારે રસ્તે !"

"ઓ ખુદા ! **સ્મીથ** ! આ તું શું બોલે છે ? તારો દુષ્ટ ઇરાદો હજી તેં છોડયો નથી શું ? મને આવી રીતે ફસાવીને અને મારા શીલનો ભંગ કરીને તું મને એવી સ્થિતિમાં મેલીશ કે જેથી આ આ દુનિયામાં જીવવું એ મારે માટે કેવળ અશક્ય થઇ પડે. તું એક વાર મને ચાહતો હતો એ વાતનું સ્મરણ કરીને પણ મને તું આ દુનિયામાં જીવવા દે, **સ્મીથ** !" **વાયોલેટે** **સ્મીથની** દયા ઉશ્કેરવાને એક વાર ફરીથી યત્ન કર્યો.

"તેં મારો તિરસ્કાર કર્યો હતો, તે હું વિસરી નથી ગયો, વાયોલેટ ! એ તિરસ્કારનું વૈર તો હું અવશ્ય લેવાનો ! તું ખુવાર થાય કે મરી જાય તેની ચિંતા હવે હું શામાટે કરૂં ? જે વખતે હું તારા હાથની માંગણી કરતો હતો તે વખતે તેં જો મારા પર દયા કરી હોત તો હું તારો વેચાએલો ગુલામ બની ગયો હોત, પરન્તુ હવે તો હું તારા પર દયા કરનારો ઇસુ પણ બનવા ઇચ્છતો નથી ! બસ, એ મારી છેવટની મરજી છે અને માંગણી છે !" **સ્મીથે** એક

સરખી નિષ્ઠુરતાથી ઉત્તર આપ્યો.

વાયોલેટનો એક માર્ગ બંધ થઈ ગયો. રાક્ષસની પાસે દયાની માંગણી કરવાનો માર્ગ હવે મોકળો રહ્યા નહિ, તેથી બાકી રહેલો માર્ગ તેની સામે થવાનો જ હતો. તે ગુસ્સો કરીને બોલી: "**સ્મીથ** ! તું એટલું તો સમજે છે કે હું એક વેશ્યા નથી અને વેશ્યા થવા માંગતી નથી. તેં મારા પતિનો હાથ .કાપી નાંખ્યો, તે છતાં હું તેને એકસરખા પ્રેમથી ચાહી રહી છું અને ત્યારપછી જ અમે પરણ્યાં છીએ. તે ઉપરથી ગમે તેવી આપત્તિમાં પણ હું મારા પતિ પ્રત્યે બેવફા નહિ નીવડું એવી તારી ખાત્રી થઇ જ હશે, અને પછી તું મારી પાસેથી માત્ર એક જ વસ્તુની આશા રાખી શકીશ. અને તે વસ્તુ તે મારા મુડદા સિવાય બીજું કશું નહિ!"

"એવા ડરથી હું બ્હી જઇશ નહિ. મરવાની વાત કરવી બહુ સહેલી છે, મરવું એટલું સહેલું નથી. માણસ આપત્તિને વશ થવામાં બ્હીક રાખતો નથી તે સાથે જ તેને પરવશ સ્થિતિમાં સામાની ઈચ્છાને અધીન થવાની ફરજ પડે છે. જેવી તેવી આપત્તિને તું ગણકારે તેવી નથી એ હું સમજું છું અને તેથી જ હજારો રૂપિયાને ભોગે હું તને અહીં ઘસડી લાવ્યો છું." એમ કહીને **સ્મીથે** વાયોલેટના મૂર્ખ ઉદ્‌ગારો ઉપર હાસ્ય કર્યું.

"બહુ સારૂં." પોતાની તેજસ્વી આંખો ફાડતી **વાયોલેટ** બોલી: "મારો દૃઢ નિશ્ચય પાર પડે છે કે તારી ધારણા—તારાં અનુમાનો પાર પડે છે, તે હવે જોઇ લેવાશે. તું મને અત્યારે ઓળખી શક્યો નથી, પરંતુ મારા મુડદાને તો સારી પેઠે ઓળખી શકીશ. **સ્મીથ** ! **સ્મીથ** ! શું તું મને એક રમકડું માનીને ફોસલાવવા અહીં લાવ્યો છે ? ઠીક છે, હું **શાર્પ** સાહેબની 'શાર્પ દે-

ગર ' (તીવ્ર કટારી ) છું તે વિસરીશ નહિ."

"ઠીક, ઠીક, આજે તો તને મુસાફરીનો થાક લાગ્યો હશે માટે અહીં પડી રહે. કાલે હું તારી ખબર લઈશ." એમ કહી સ્મીથ ઓરડાના બહાર નીકળ્યો.

"પણ મારૂં બાળક—" વાયોલેટ બૂમ પાડી ઉઠી. સ્મીથે તે શબ્દો ઉપર ધ્યાન આપ્યું નહિ અને બહારથી દ્વાર બંધ કરીને તે ચાલ્યો ગયો.

અત્યારસુધી વાયોલેટની આયા તેના બાળકને રમાડતી દીવાનખાનામાં બેસી રહી હતી. સ્મીથ વાયોલેટને કેદમાં પૂરીને બહાર નીકળ્યો કે તુરત જ તેણે આયાને એક બીજા ઓરડામાં કેદ પૂરી દીધા. બાળકને પણ તેની સાથે જ રહેવા દીધું. બિચારી અજાણી આયા આ બનાવ તરફ ચકિત નેત્રોથી જોઈ જ રહી. શો પ્રસંગ બન્યો છે તે તે જાણતી નહોતી, તેમજ તે વિષે તે કલ્પના પણ કરી શકી નહિ. છેવટે કેટલીક વારે પોતાના મનથી એવો નિશ્ચય તે કરી શકી કે પોતે સૌ ગોપાળરાય શેઠના નહિ, પણ કોઈ બીજાના જ બંગલામાં આવીને કેદ પુરાયાં છે.

બપોરે વાયોલેટને માટે ફ્લોરેન્સ ખાવાનું લઇને આવી. એ વૃદ્ધ રંડાને જોતાં જ વાયોલેટ ધ્રુસકી ઉઠી અને પોતાની છત્રી તેના ઉપર ઉગામી. ફ્લોરેન્સ હસીને બોલી: "પણ બાઇસાહેબ ! મારા ઉપર શાને ગુસ્સે થાઓ છો ? હું તો એક માત્ર ચાકરડી છું."

"ઓ દુષ્ટા ! શું તને બીજે ક્યાંય ચાકરી નહોતી મળતી કે આ નીચ માણસની ચાકરી તું કરે છે અને મારા જેવી અબળાને ફસાવવામાં તેને તું મદદ કરે છે ? "

"હું કાંઈ આગલી વાત જાણતી નથી અને આપનો અને સ્મીથનો સંબંધ કેવો છે તે પણ જાણતી નથી. પરન્તુ જે થોડા

દિવસ હું **સ્મીથ** સાથે રહી છું તે ઉપરથી એટલું તો હું જાણું છું કે તમારી ઉપર તે શીદા શીદા થઇ ગયા છે અને તમારૂં નામ જપતાં જ બેસે છે, સૂએ છે અને ઉઠે છે. તમારી છબી તેના પાસે છે અને એક દિવસમાં બસો-પાંચસો ચુંબનો મેળવવાને એ છબી ભાગ્યશાળી થતી હશે! આવા પ્રેમી યુવાનને અને તમારે શો વાંધો પડયો તે જ હું સમજી શકતી નથી." ફ્લોરેન્સ બોલી.

"તેનું તારે શું કામ છે?" વાયોલેટ ગુસ્સાથી બોલી.

"મારે તો કશા લેવા-દેવા નથી. માત્ર સહજ પૂછુ છું. જોકે તમે પરણી ગએલાં છો, તોપણ તમારા પર હજી તેનો એટલો બધો ચાહ છે કે જો બની શકતું હોય તો હજી પણ તે તમને પરણવાનું પસંદ કરે. જો **સ્મીથ** તમને અંતર્‌ના પ્રેમથી ચાહે છે, તો પછી તમે તેના કરતાં બીજા કોઇથી વધારે સુખી થઇ શકવાનાં નથી!"

"તારૂં મ્હોં કાળું કર, રંડા! હું તારૂં કશું સાંભળવા માંગતી નથી!" એમ કહીને **વાયોલેટે** ટેબલ પર મેલેલું ભાણું ઉઠાવીને ફેંકી દીધું, સઘળાં પ્યાલાં રકાબી ફૂટી ગયાં અને ખાવાનું ઢોળાઇ ગયું. ફ્લોરેન્સ ચમત્કારિક દૃષ્ટિથી વાયોલેટને જોઇ રહી. "બસ, તું અહીંથી બહાર ચાલી જા, નહિતો માર ખાઇશ."

"પણ શું તમે ભૂખ્યાં રહેવા માંગો છો?" ફ્લોરેન્સે પૂછ્યું.

"હું મારી મરજીમાં આવશે એમ કરીશ તું સત્વર અહીંથી તારૂં કાળું કર." એમ બોલતી **વાયોલેટ** ફ્લોરેન્સ તરફ ધસી ગઇ અને ફ્લોરેન્સ ચાલી ગઇ

એ કેદખાનામાં રહીને ખોરાક લેવાનો **વાયોલેટનો** બિલકુલ ઇરાદો નહોતો, કારણકે **સ્મીથના** કપટાચારને તે સારી પેઠે સ-

મજતી હતી. ખાવાના પદાર્થોમાં કાંઇ કેફી વસ્તુનું મિશ્રણ કરવામાં આવ્યું હોય એ તેને સંભવિત લાગતું હતું અને તેથી તે ખાવામાં તેને માટે મોટું જોખમ સમાએલું લાગતું હતું. આ સ્થિતિનો વિચાર કરીને તેણે **સ્મીથે** મોકલાવેલા ખાણાનો અનાદર કર્યો હતો.

આખો દિવસ વાયોલેટે અનેક પ્રકારના વિચારોમાં ગાળ્યો. **સ્મીથે** એવી રીતે જાળ પાથરી હતી કે બહારનું જગત્ તે સંબંધે જરા પણ સંશય લાવી શકે નહિ. **સ્મીથને** ફોસલાવવો એ કાંઇ સહેલી વાત નહોતી, અને ફોસલાવીને–આશા આપીને પણ એકાદ બે દિવસ વધારે વખત ગાળી શકાય એ સંભવિત નહોતું, તેમ જ **સ્મીથની** માંગણીને પૂરી પાડવી એ તો વાયોલેટને માટે કેવળ અશક્ય હતું. આ સ્થિતિમાં મોત વિના બીજો એકે માર્ગ વાયોલેટને મોકળો રહેલો જણાયો નહિ. સાંજસુધી તો તે એકસરખી રીતે ટટ્ટાર રહી શકી, પરન્તુ ત્યારપછી ભૂખને લીધે તે વ્યાકુળ થવા લાગી. પરન્તુ તે વ્યાકુળતા તેના નિશ્ચયને ડગાવવાને સમર્થ નહોતી. રાત્રે પુનઃ ફ્લોરેન્સ આવી અને સાથે થોડાં બિસ્કુટ તથા સોડાની એક બાટલી લાવી. વાયોલેટે માત્ર સોડા પીધો કારણકે તેમાં કશું મિશ્રણ થાય એ શક્ય નહોતું, પરન્તુ બીસ્કુટ ઉપર તે વિશ્વાસ રાખી શકી નહિ અને તેણે તેનો અનાદર કર્યો. ફ્લોરેન્સે તે વખતે પણ તેને બહુ સમજાવી પરન્તુ તેના બદલામાં તેને વાયોલેટ તરફથી માત્ર ગાળો જ મળી.

આખી રાત વાયોલેટે અનિદ્રા અને બેચેનીમાં ગાળી. સ્હવાર થતાં તેનામાં જરા સ્ફૂર્તિ આવી પરન્તુ ક્ષુધાને લીધે તેનામાંથી કૌવત ઘટી ગયું હતું પોતાના બાળકની કેવી સ્થિતિ થઇ હશે તેની ચિંતાથી તે અકળાઇ રહી હતી, એટલામાં **સ્મીથ** સ્મિત કરતો

કરતો ઓરડો ઉઘાડીને અંદર આવ્યો. ક્રોધ અને અનિદ્રાથી રાતાં બનેલાં નેત્રોવડે વાયોલેટે તેની તરફ જોયું. તેની એ દુર્દશાની મશ્કરી કરતો હોય, તેવી રીતે **સ્મીથ** હસીને બોલ્યોઃ " **વાયોલેટ** ! ભૂખ્યા રહેવાની તારી ઘેલછાથી તને શો લાભ થવાનો છે? જો, એક દિવસની ભૂખથી પણ તારૂં સુકુમાર વદન ચીમળાઈ ગએલા કમળ જેવું દેખાય છે, અને જો તું એવી રીતે મોત લાવવા ઇચ્છતી હોય, તોપણ તું સમજતી હોઈશ કે ભૂખથી મોત તુરતમાં લાવી શકાતું નથી પણ રીબાઈ રીબાઇને મરવું પડે છે."

વાયોલેટ એકસરખી તીવ્ર દૃષ્ટિથી તેની સામે જોઇ રહી, અને તેણે કશો પણ જવાબ આપ્યો નહિ. **સ્મીથ** તેની નજીકમાં જઇને બોલ્યોઃ " વાયોલેટ ! હું તારાપર બળાત્કાર ગુજારવાની બની શકે ત્યાંસુધી ઇચ્છા રાખતો નથી; તેટલા માટે એક વાર હું જે કાંઇ કહું તે તું સાંભળી જા. સહુથી પહેલાં તો તું એટલું માની લેજે કે એક વારની મારી પોતાની થએલી વસ્તુનો ઉપભોગ કરવાને ભાગ્યશાળી મારો હરીફ થયો હોવાથી મારા અભિમાનનું ખંડન થઈ ગએલું હું સમજું છું અને તેથી જે વૈરાનલ મારા હૃદયમાં જાગૃત થયો છે, તેની શાન્તિ મારા હરીફના ગર્વનું ખંડન થયા વિના થઈ શકે તેમ નથી. તું મને કદાચ એક વિષયી પુરૂષ સમજતી હોઇશ અને મારી વિષયતૃપ્તિની માંગણીથી તારી તે માન્યતાને ટેકો મળવાનો સંભવ છે, પરન્તુ વસ્તુતઃ હું વૈરાનલથી બળી રહ્યો છું અને રોબીન્સનના ગર્વનો ચૂરેચૂરો કરી નાંખવા જેવું એકાદ કાર્ય હું કરી બતાવવા ઇચ્છું છું. તે કાર્યને માટે જ મેં તને મોટી મહેનતે અહીં આણી છે અને હું તને કેવળ અખંડિત અવસ્થામાં છોડી દઉં એવી આશા તારે સ્વપ્ને પણ રાખવાની નથી."

વાયોલેટ પોતાના બન્ને લમણા દબાવીને આડું જોઇ રહી. તેણે કશો પણ ઉત્તર આપ્યો નહિ. સ્મીથ આગળ બોલ્યો: "હવે મારી બીજી વાત સાંભળ. જોકે હું રોબીન્સનનો અને તારો ભયાનક વૈરી થઇ પડ્યો છું, છતાં હું એટલું સ્પષ્ટ કહું છું કે તારાપરનો મારો પ્રેમ બિલકુલ ઓછો થયો નથી. હું તને સંપૂર્ણ દિલથી ચાહું છું, અને તારાપરના પ્રેમથી ગાંડો બની જવાથી જ મારા હૃદયમાં ઉત્પન્ન થએલા વૈરનો આવેગ સાધારણ વૈરના કરતાં વિશેષ વૃદ્ધિ પામ્યો છે. એ પ્રેમનો જો તું સત્કાર કરીશ, તો હજી તું અને હું ઉભય સુખી થઇએ એવો માર્ગ કેવળ બંધ થઇ ગયો નથી. રોબીન્સનને પડતો મેલવો એ એક સહજ કામ છે અને આપણા નિવાસને માટે સઘળા દેશો ખુલ્લા છે. તું કહે તો આપણે અમેરિકામાં જઇને રહીએ અને તું કહે તો આપણે ઓસ્ટ્રેલિયામાં જઇને રહીએ. માત્ર તારી આજ્ઞા અને ઇચ્છાની જ વાર છે, અને જો તું હિંદુસ્તાનમાં જ રહેવા ઇચ્છતી હોય તોપણ રોબીન્સનથી છૂટા થવાના અનેક માર્ગો છે અને તે માર્ગે કામ લેવાનો સઘળો બોજો હું મારે શિરે લેવા તૈયાર છું. અને હા ! એક તારા બાળકની કલ્પના બાકી રહે છે. તેને કોઇ અનાથબાળાશ્રમમાં મૂકી દઇ શકાશે અને એ પ્રમાણે આપણે નિરૂપદ્રવ રીતે સાથે રહી શકીશું."

વાયોલેટના વિષણ્ણ વદન ઉપર અશ્રુધારા ચાલી રહી, છતાં તેની ભ્રકુટીપરથી વ્યક્ત થતો ક્રોધ જરા પણ ઓછો થવા પામ્યો નહોતો સ્મીથે પોતાના લાંબા ભાષણને અંતે વાયોલેટ તરફના ઉત્તરની આશા રાખીને થોડી વાર રાહ જોઈ, પરન્તુ કશો ઉત્તર નહિ મળવાથી તે બોલ્યો: " વાયોલેટ ! હું તને વિનતિપૂર્વક કહું છું કે તું મારા પ્રેમને અફળ કર નહિ. અને હા ! જો તારે મારા

પોતાના સંબંધમાં કાંઇ ખુલાસો પૂછવો હોય તો ખુશીથી પૂછ! હું તારા સવાલનો સંતોષકારક જવાબ આપવા તૈયાર છું. જ્યારે તારી ખાત્રી થાય કે હું તારા પ્રેમને યોગ્ય છું. ત્યારે જ હું તને મારી થવાનું કહું છું. મને છોડીને એકદમ રોબીન્સનના પ્યારમાં પડવામાં તેં એક ભૂલ કરી હતી–સાહસિક ભૂલ કરી હતી અને મને છોડી દેવાનું કશું કારણ તેં હજીસુધી મને કહ્યું નથી. તારી એ ભૂલ સુધારીને મને ન્યાય આપવાનો વખત હવે તને મળ્યો છે, અને હું કહું છું કે તું તેનો સારો ઉપયોગ કર. મારી આ સઘળી વિનતિ છતાં જો તું મારી સાથે તારી જીંદગી જોડવાને તૈયાર નહિ થા, તોપણ ભલે. હું માત્ર તારી થોડી પ્રસાદીથી જ સંતુષ્ટ રહીશ અને સઘળી ગઈ–ગુજરી વાતો ભૂલી જઈશ; પણ હા, મારૂં વૈર તારો સ્વાદ ચાખ્યા વિના તો મને મુક્ત નહિ જ કરે! હવે તને જે કાંઇ પસંદ હોય તે ખુલ્લા રીતે જણાવી દે." એમ કહીને **સ્મીથ** સામેની ખુરશીપર બેસી ગયો.

**સ્મીથ**નું સઘળું કથન પૂર્ણ થયું જાણીને **વાયોલેટ** હવે ઉત્તર આપવા તૈયાર થઇ. તે તેની સામે પોતાનાં રક્તવર્ણીય તેજસ્વી નેત્રોને ફાડતી બોલી: " ઓ **સ્મીથ**! આજે તારી જીભ ઉપર **સે-તાન** આવીને વસ્યો હોય એમ મને લાગે છે, નહિતો તું મારી પાસે આવી ઘાતકી માંગણીઓ રજુ કરત જ નહિ. મેં તને શા-માટે છોડી દીધો અને હું શામાટે રોબીન્સનને પરણી તે કશું હું તને કહેવા માંગતી નથી. તારો પ્રેમ ગમે તેટલો દૃઢ અને નિ-ર્મળ હોય તોપણ ઓ મૂર્ખ! હું રોબીન્સનની પત્ની થયા પછી અને એ દંપતીના પ્રેમનું પુષ્પ સાક્ષાત્ થયા પછી, તારા પ્રેમને અને તને શું મારે દોઝખની આગમાં નાંખવાનાં છે!"

"એ...મ ? ! " પોતાની કરાળ આંખોને વિકસાવતો અને ખુરશી ઉપરથી ધીમે ધીમે ઉભો થતો **સ્મીથ** બોલ્યો: " વાયોલેટ ! મારા પ્રેમને તું દ્વેષના રૂપમાં નહિ બદલાવ, હોં ! "

" તારો પ્રેમ ? કયો મૂર્ખ તેને પ્રેમ કહી શકે ? તારા એ હવસને તૃપ્ત કરવાને ફાંસીનું લાકડું જ છેવટે કામમાં આવશે ! તારા દ્વેષની કે તારા પ્રેમની મને શી દરકાર છે ? એકવાર હું નિશ્ચય કરી ચૂકી છું કે મારૂં અહીં મોત જ થવાનું છે પછી ખુદા સિવાય મને બીજા કોઇની પરવા નથી. "

"ઠી...ક, ઠી...ક ! હું એ જોઉં છું ! અરે ફ્લોરેન્સ ! અંદર આવ ! " **સ્મીથ** એકદમ ઘાંટો કાઢીને બોલ્યો.

માત્ર એક જ ક્ષણમાં દ્વાર ઉઘાડીને ફ્લોરેન્સ દાખલ થઈ. **સ્મીથે** તેને ફરમાવ્યું: " પેલી આયા પાસેથી વાયોલેટના બાળકને અહીં લાવ, અને મારા દિવાનખાનામાંના પેલો ભાલો પણ અહીં લાવજે." ફ્લોરેન્સ ગઇ અને વાયોલેટ ભયભીત બનીને ઉભી થઈ ગઇ. **સ્મીથ** બોલ્યો: " તમો દંપતીના પ્રેમનું એ પુષ્પ—અને તે પુષ્પ જ આજે મારા પ્રેમની આડે આવે છે, તો હું તેને વિંધી નાંખું છું અને જોઉં છું કે તું ક્યાંસુધી હઠ કરે છે ? "

" દુષ્ટ ! નીચ ! એ બાળકને શું તું છૂંદી નાંખીશ ? તેણે તારૂં શું બગાડ્યું છે ? મારા પતિ પ્રત્યે બેવફા નીવડવા કરતાં હું પોતે મરણ પામવાનું વધારે પસંદ કરૂં છું અને મને તું મારી નાંખીને પછી ચાહે તો મારા મુડદા ઉપર નાચજે અને કુદજે, પણ એ બાળકે તારો શો વાંક કર્યો છે ?"

"મારા શત્રુનું એ બાળક છે એ જ તેનો વાંક છે, બલકે તને ભાનમાં લાવવાનું એ સાધન છે. આજે હું તેનો ઉપયોગ કરીશ અને મારા વૈરનો પ્રભાવ હું તને બતાવી આપીશ !"

એટલામાં તો ફ્લોરેન્સ એક હાથમાં બાળક અને બીજા હાથમાં ભાલો લઇને હાજર થઇ! વાયોલેટ એ ગુલાબી પુષ્પને જોઇને તેની સામે દોડી અને તેને ફ્લોરેન્સના હાથમાંથી ઝુંટવીને પોતાની ગોદમાં લઇ એક ખુણા તરફ દોડી. પરંતુ રાક્ષસ પાસે તેનો એ પ્રયત્ન નિષ્ફળ હતો! તેની ચીસોને જરા પણ ગણકાર્યા વિના ફ્લોરેન્સ અને સ્મીથે મળીને તેના હાથમાંથી બાળકને ખુંચવી લીધું. એ તાણાતાણુ અને અકળાટથી પીડિત થઈને બાળક રડવા લાગ્યું અને મમતાળુ માતાના મર્મસ્થાનોને ભેદવા લાગ્યું. વાયોલેટે પુનઃ બાળકને પોતાના હાથમાં લેવાને બહુએ ખેંચાખેંચ કરી, પરન્તુ અબળાના એ પ્રયત્નો સફળ થવાનો સંભવ જ નહોતો. તેને છોડાવવાને જોર કરીને, અથડામણ વેઠીને, પછાડો ખાઇને અને આંસુ વરસાવીને તે થાકી અને છેવટે હિંમત હારીને તે ભોંયે બેસી ગઈ. તેણે વિનતિ કરીઃ " ઓ સ્મીથ! તું એ નિર્દોષ બાળકને શાને મારવા તૈયાર થયો છે! તેણે તારૂં શું બગાડ્યું છે? જોઇએ તો પહેલાં તું મને મારી નાંખ અને પછી તે બાળકનું તારી મરજીમાં આવે તે કરજે, પરન્તુ મારી આંખોના સામે તેનો ઘાત! ઓ ખુદા! એ દૃશ્યમાંથી તું મને બચાવી લે!"

"એ બાળકને અને તને બન્નેને બચાવવાનો માત્ર એક જ માર્ગ છે અને તે માર્ગ હું તને જણાવી ચૂક્યો છું! તે સિવાય બીજો કશો માર્ગ હવે રહ્યો નથી અને માત્ર એક મિનિટ પછી તે માર્ગ પણ બંધ થઇ જશે, માટે છેવટનો તારો જે વિચાર હોય તે જણાવી દે, નહિતો—"

વાયોલેટ ભૂખી વાઘણની પેઠે છેડાઈને ઉભી થઇ અને સ્મીથની સામે ધસી જઇને બોલીઃ " ઓ નીચ! શું એ બાળકના

મોતની બીક બતાવીને તું મને ભ્રષ્ટ કરવા ઇચ્છે છે ? હું બીકથી બ્હી જઇશ નહિ. એ બાળક ખરી પડશે તોપણ હું તને તાબે થનાર નથી ! એ મારા પ્રેમનું પુષ્પ છે, મારા પ્રાણ તુલ્ય મને એ પ્રિય છે, મારાં નેત્રોના રત્નના જેવું છે, પણ ઓ નીચ ! એટલું ધ્યાનમાં રાખજે કે એક સ્ત્રીનું શીલ અને પતિ પ્રત્યે શ્રદ્ધા એ એને પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય હોય છે ! ઓ દુષ્ટ ! જો તારામાં કિંચિત્ પણ મનુષ્યત્વ હોય, તો પહેલાં તું મને મારી નાંખ અને પછી એ બાળકની તારી મરજીમાં આવે એવી સ્થિતિ કરજે, પરન્તુ જો તું રાક્ષસ હોય—તું એક પિશાચ હોય, તો ભલે તારી મરજીમાં આવે તે કરી લે, પરન્તુ **વાયોલેટનું** શીલ અને શ્રદ્ધા કદાપિ ચલિત થશે નહિ !"

"ઓહો !" **સ્માથ** હસીને બોલ્યો: "હવે તું તારા બાળકનો ભોગ આપવાને પણ તૈયાર થઈ છે ! તું એટલી બધી હિંમત ધરાવે છે ? પરન્તુ મારો હેતુ સિદ્ધ થયા પહેલાં હું તને મારી નાંખું કંવા મરવા દઉં એવી આશા તું સ્વપ્નામાં પણ રાખીશ નહિ !"

"મારા મોતની આડે આવનાર તું કોણ છે ? મને મરતાં અટકાવવાની તારામાં શી સત્તા છે ?" **વાયોલેટે** તિરસ્કારપૂર્ણ સ્વરે કહ્યું.

"હું કોણ છું ? મારામાં શી સત્તા છે ? તને હજી તારા દૃઢ નિશ્ચયનો એટલો બધો ગર્વ છે ?" એમ કહેતાં **સ્માથે** બાળકને નીચે પછડાતું મેલ્યું અને જમીન સાથે માથું અફળાતાં બાળક ચીસે ચીસ નાંખીને રડવા લાગ્યું ! ગભરાટની મારી **વાયોલેટ** ગર્ભગલિત જેવી બની ગઇ અને બાળકને ઉંચકી લેવા દોડી, પરન્તુ **ફ્લોરેન્સે** તેને તેમ કરતાં અટકાવી અને મજબુત રીતે પકડી રાખી. તેમાંથી છૂટવાને તેણે બહુએ ફાંફાં માર્યાં પણ તે નિષ્ફળ ગયાં.



" ઓ **રમીશ** ! રહે, સબુર કર, એકવાર હું કહું તે સાંભળ ! "

પૃષ્ઠ ૧૪૨.

**સ્મીથે** હાથમાં ભાલો લીધો તે જ ક્ષણે **વાયોલેટ** ચીસ પાડી ઉઠી અને બોલી: "ઓ **સ્મીથ** ! રહે, સબૂર કર; એક વાર હું કહું તે સાંભળ !"

કાંઇક આશાસંચાર થવાથી **સ્મીથ** સાહસ કરતો અટક્યો. તેણે માન્યું કે હવે અણીને વખતે **વાયોલેટ** બિલકુલ ગભરાઇ ગઇ છે અને તેને પોતાની માંગણી કબુલ કર્યા વિના ચાલી શકવાનું નથી. દઢ મનના માણસો પણ ઘણી વાર અણીને વખતે કોઇ વિશિષ્ટ વિચારના આવેશથી નિર્બળ બની જાય છે, તેવા જ પ્રકારની નિર્બળતા **વાયોલેટ**માં હવે આવી હશે એવું તેણે માન્યું. તેણે ભાલો બાજુએ રાખ્યો અને કહ્યું: "તારે જે કહેવું હોય તે માત્ર એક ક્ષણમાં કહી દે. હવે હું વધારે વાત સાંભળવા ઇચ્છતો નથી"

"**સ્મીથ** ! મારી એક વિનતિ સાંભળ ! તારે એ બાળકને જો મારી જ નાંખવું છે, તો પછી તું એને માર નહિ ! તું મને ભાલો આપ અને હું એ બાળકને મારે હાથે-એ બિચારાને દર્દ ન થાય એવી રીતે-ઉંઘતાં ઉંઘતાં મારી નાંખું, પરન્તુ તેની આ હૃદય-ભેદક ચીસો અને મોતને અંતે તેની દુર્દશા મારાથી જોઇ શકાશે નહિ !" **વાયોલેટ** ભાવી દશ્યની કલ્પનાના ગભરાટથી થર થર કમ્પતી બોલી.

**સ્મીથ** હસ્યો અને બોલ્યો: "તારી એ યુક્તિ હું સમજુ છું, **વાયોલેટ** ! હું કાંઇ એક બાળક નથી કે તારી એવી વાતોમાં ફસાઇ જઉં. તારા હાથમાં ભાલો લઇને તું પોતે પહેલાં આત્મઘાત કરવા માંગે છે, એ મારા ધ્યાનમાં છે ! પણ હું તને એવી રીતે મરવા દેવાનો નથી. તારા બાળકનું મોત તું પોતે જોઇ શકે નહિ તો પછી તું તારે હાથે એનું મોત નિપજાવી શકે એ વાત જ કેવળ

અસંભવિત છે! પોતાના પુત્રનું મોત નહિ જોઇ શકનારી માતા શું તેનું ખૂન કરવાની હિંમત કરી શકે? નહિ જ. પરન્તુ તે વાતમાં તારી યુક્તિ છે અને હું તે જાણી ગયો છું. જો તું નહિ માને તો એ બાળકનો અંત હું મારે હાથે જ લાવવાનો છું."

"હા! ઓ ખુદા! હું અભાગિની છું! સ્મીથ! જો તું એને તારે હાથે જ મારી નાંખવાનો હોય તો તેને ઝેર પાઇને મારી નાંખ, પરન્તુ આવી ઘાતકી રીતે તેને મારી નાંખવાથી તારા હાથમાં શું આવવાનું છે?"

"મારા હાથમાં તું જ આવવાની છે, અને હવે હું લાંબી ટુંકી સાંભળવા ઇચ્છતો નથી. મને હા કે નાનો ઉત્તર આપ અને નહિતો તારા બાળકનું ઘાતકી મોત જોવાને તું તૈયાર થા." સ્મીથે નિર્દયતાપૂર્વક જોરથી કહ્યું.

વાયોલેટની સઘળી ધીરજ હવે ખૂટી ગઇ. તેણે નાંખેલા સઘળા પાસા અવળા પડી ચૂક્યા. સ્મીથ–નરપિશાચ સ્મીથના હૃદયમાં દયા કે મનુષ્યત્વ નથી એવી તેની ખાત્રી થઇ ચૂકી. ગમે તેવો ભય કે નિર્દયતા છતાં સ્મીથની દુષ્ટ ઇચ્છાને વશ નહિ થવું એવો તો તેનો દૃઢ નિશ્ચય હતો અને એ નિશ્ચય પાર પાડવાને બીજો કશો સરલ માર્ગ નહિ રહેલો જણાવાથી હવે તે આકરામાં આકરા માર્ગે પણ એ નિશ્ચય પાર પાડવાને તત્પર બની.

"ઓ ઘાતકી ચંડાળ! હવે હું નિર્ભય છું. મારા નિશ્ચયની પૂર્ણાહુતિમાં મારા અને મારા પુત્રના જીવનની આહુતિ હું મારા મનથી આપી ચૂકી છું અને હવે હું સ્પષ્ટ કહું છું કે તારા દુષ્ટ ઇરાદાને કોઇ પણ ભોગે હું તાબે થવાની નથી!" તે વીરાંગના બોલી.

"ઠીક! તો પછી વિલંબ કરવામાં શો સાર છે? જો! તારા પ્રેમના પુષ્પની આ સ્થિતિ!" ભાલો પુનઃ ઉચકાયો. ભોંય પડીને રડતા બાળક ઉપર તે ઉગામાયો; અને હા! ઓ પ્રભુ! એક ક્ષણમાત્ર એક જ ક્ષણમાં તેની તીવ્ર અણી વાયોલેટના નિર્દોષ પ્રથમ પ્રેમપુષ્પના કાળજની આરપાર નીકળી ગઇ!!

ક્ષણભર વાયોલેટની આંખો મીંચાઇ ગઈ! હૃદયને કઠીન કરીને માત્ર એકક્ષણ સુધી એ વીરાંગનાએ હિંમત રાખી, પરન્તુ એક ક્ષણ પછી આંખ ઉઘાડતાં જ પોતાના ચીસો નાંખતા બાળકને લોહી-લોહાણ જોઇને કાળી ચીસ નાંખી અચેતન બનતી ભોંયપર ફસડાઇ પડી! તે બેભાન બની ગઇ—અવાચક બની ગઇ. તુરત બાળકની ચીસો પણ બંધ પડી ગઈ અને તેનાં તરફડીયાં મારતાં હાથપગની નસો શિથિલ પડી ગઇ! ઓ ઈશ્વર! એ ભયાનક દૃશ્યની કલ્પના કયું મગજ સહન કરી શકે?

ફ્લોરેન્સના હાથમાં લોહીવાળો ભાલો આપતાં સ્મીથ બોલ્યો: "ફ્લોરેન્સ! હવે આ વાયોલેટ—"

પણ સબૂર! એક શબ્દ પણ તે આગળ બોલે તે પહેલાં બહારથી બારણાંને જોરથી ધક્કો વાગ્યો અને બારણું ઉઘડી ગયું. ગભરાએલો રોબીન્સન અને દશેક પોલીસનાં માણસો એકાએક ઓરડામાં ધસી આવ્યાં. રોબીન્સન બાળકને મરણ પામેલું અને વાયોલેટને અચેતન પડેલી જોઈને બૂમ મારી ઉઠ્યો: "ઓ ગોડ! મારી વ્હાલી વાયોલેટ! આ સઘળું શું બની ગયું?" તે વાયોલેટની પાસે જતાં જ અર્ધ બેભાન બન્યો અને તે ફીક્કા ઓષ્ટપર ચુંબન લેતાંલેતાં પોતાના ભાનને કેવળ વિસરી ગયો!

બસ! એ કરૂણ દૃશ્યનો વિશેષ ચિતાર આપવાની શક્તિ હવે આ કલમમાં નથી!

# પ્રકરણ ૧૩ મું.

## અતિથિના અભિલાષ.

વાચક ! ઘણા વખત પછી–ઘણા મહિના પછી આપણે પુનઃ 'નન્દિની વાટિકા'માં ડોકીઉં કરીએ છીએ. એટલા લાંબા વખતમાં પણ આ શાંત સ્થળમાં સર્વ પ્રકારની શાન્તિ ટકી રહી છે, બલકે જ્યાં અશાન્તિ હતી, ત્યાં પણ શાન્તિની સ્થાપના થઈ છે. કથાના નાયક રસિકલાલ–કાન્તિલાલ કિંવા 'નન્દિની વાટિકા'માં ઓળખાતા અતિથિના ચિત્તમાં તેના આગમન પ્રસંગે જે અશાંતિ હતી તે અત્યારે કેવળ દૂર થઇ ગઇ છે અને એવી શાન્તિ વ્યાપી રહી છે કે જાણે પુનઃ કદાપિ તેમાં ઉત્પાત મચવાનો સંભવ જ ન રહે. પિતા, માતા, ભાઇ ઇત્યાદિ સર્વ આપ્તજનો વિસારે પડી ગયાં છે, છતાં કોઇ કોઇ વાર તેને તેઓ સાંભરે છે, પરન્તુ આ સ્થળે તેને નવાં આપ્ત જનો પ્રાપ્ત થવાથી અનુપમ આનંદ મળી રહ્યો છે અને ક્ષણભર પણ એ સ્થાન છોડવાની ઇચ્છા થતી નથી ! બહારની દુનિયાનો ઘોંઘાટ, ત્યાંની પ્રવૃત્તિ, ત્યાંનો ઉત્પાત, કશું આ સ્થાનને અસર કરી શકતાં નથી, અને તેથી 'નન્દિની વાટિકા'ના નિવાસીઓનું જગત્ કેવળ શાન્ત, નિરૂપદ્રવી અને સર્વદા આનંદમય જ રહ્યા કરે છે. આ પ્રમાણે સર્વ પ્રકારની શાન્તિ હોવા છતાં કોઇમાં પણ આલસ્ય વ્યાપેલું નથી. અતિથિ પણ રોજ નિત્યકર્મ ઉપરાંત બીજી અનેક પ્રકારની પ્રવૃત્તિમાં સમય ગાળે છે. વાચન–મનનથી મગજને પ્રવૃત્તિમય રાખી શકાય ખરૂં, છતાં તેના જ અતિયોગથી શરીર સુસ્ત બની જવા પામે અને તેથી જોગીરાજે વાટિકાના નિવાસીઓ

માટે ઉત્તમ પ્રકારના કાર્યક્રમની રચના કરી હતી. વાચન-મનન ઉપરાંત અનેક પ્રકારની ચર્ચા, વિવાદ અને જ્ઞાનગોષ્ટિ થતાં. વાટિકાને જીવંત સ્થિતિમાં રાખવાને કુવામાંથી પાણી ખેંચીને દરેક વૃક્ષને તથા છોડવાને પાવું એ કાર્ય એકલા જોતાને જ માથે નહિ પણ દરેકને યોગ્ય પ્રમાણમાં સોંપવામાં આવ્યું હતું અને એ રીતે શારીરિક વ્યાયામ સૌને એકસરખો મળતો. દરિયો શાન્ત હોય ત્યારે નાવડામાં બેસીને થોડેસુધી ફરવા જવામાં પણ શરીરને કેટલીક કસરત મળતી અને કોઇ કોઇ વાર નજીકમાં ગાય તથા વાછરડાંને ચારો ચરાવવાને બાલકુમારીને તથા અતિથિને મોકલવામાં આવતાં, એટલું જ નહિ પણ કોઇ વાર તો જોગીરાજ પોતે પણ હાથમાં તીરકામઠું લઇને ચારો ચરાવવાને જતા! આ સાદા, શાન્ત અને ઉચિત પ્રવૃત્તિવાળા જીવનમાં અતિથિને બહુ આનંદ મળતો અને તે કાર્યોના નિત્યના પરિચય છતાં તેથી તેનો આનંદ કે ઉત્સાહ જરા પણ તિરોભૂત થતો નહિ. પોતાના આ જીવનના આનંદ વિષે અને મુંબઈના તથા બીજા શહેરોના કૃત્રિમ આનંદ વિષે તે ઘણીવાર વિચાર કરતો, ઘણીવાર તે વિષે તે બાલકુમારી અને જોગીરાજ સાથે વિવાદ કરતો અને પુનઃ પુનઃ તેના મગજમાં એવો જ પ્રશ્ન ઉપસ્થિત થતો કે આવો આનંદ જગત્‌માં પ્રત્યેક મનુષ્યને મળી શકે નહિ શું!

એક વાર અતિથિ અને બાલકુમારી દરિયા કિનારે સ્નાન કરવાને ગયાં. પોતે કેવું આનંદી અને સુખી જીવન ગાળતો હતો તેનો જ વિચાર અતિથિના હૃદયમાં રમી રહ્યો હતો. તે કરતાં વિશેષ નિશ્ચિંત અને આનંદી જીવન બીજું કોઈ હોય કે નહિ તે વિષે તે વિચાર કરતો હતો, અને આનંદની સઘળી કલ્પનાઓ ત્યાંથી

આગળ વધતી અટકી જતી હતી. એટલામાં તેણે **બાલકુમારીને** સહજ પ્રશ્ન કર્યો : "**બાલકુમાર**!" જોકે હવે અતિથિ તેને એક કન્યા તરીકે ઓળખતો હતો, તોપણ તેના પૂર્વ નામથી જ તે તેને સંબોધતો હતો : " આપણે જે સુખી જીવન ગાળીએ છીએ તેમાં તમને કાંઈ ઉણપ લાગે છે ખરી ? આ કરતાં વિશેષ સુખી જીવન કેવું હોઇ શકે તેની કલ્પના તમે કરી શકો છો ખરા ?"

**બાલકુમારીએ** સહજ હાસ્ય કર્યું અને જણાવ્યું: "મને સુખની જ વાસ્તવિક કલ્પના આવી શકતી નથી, કારણકે દુઃખનો પરિચય મને કોઇ વાર થયો નથી ! દુઃખ વિષે મેં ઘણી વાર વાંચ્યું છે ખરું, પરન્તુ તેવું દુઃખ જગત્માં હશે કે નહિ-તેવા દુઃખનો અનુભવ માણસો કરતાં હશે કે નહિ અને જો કરતાં હોય તો તે વખતે તેમને કેવું લાગતું હશે તે વિષે મને કશી ખબર નથી. એ કારણથી હાલના સુખી જીવનનો કે તે કરતાં વિશેષ સુખી જીવનનો કાંઇ પણ વિચાર મારાથી કરી શકાતો નથી."

આ સાંભળીને અતિથિ વિસ્મય પામ્યો અને તે સાથે તેના મગજમાં એક તરંગ પણ ઉત્પન્ન થયો. **બાલકુમારીની** નિર્દોષિતા તેને બહુ જ ચમત્કારિક લાગી. એક વાર તેને **શારદાગૌરીની** નિર્દોષિતા આકર્ષક લાગી હતી, બીજીવાર તેને **શોભનાની** નિર્દોષિતા અદ્વિતીય લાગી હતી અને અત્યારે **બાલકુમારીની** નિર્દોષિતા તેને કેવળ અનુપમ જ લાગી. તે તે તરફ ખેંચાયો અને એક માત્ર તરંગ ઉત્પન્ન થયો કે **બાલકુમારી** જેવી નિર્દોષ બાળા જો પોતાના અર્ધા અંગની અધિકારિણી થાય તો કેવું સારું ? પરંતુ તુરત જ તે ભાનમાં આવ્યો. પોતે એવી કલ્પનાથી મોટા પાપમાં પડે છે એવું તેને લાગ્યું. તેણે પશ્ચાત્તાપથી પોતાની જીભ કરડી અને વિચાર્યું: "હું કેવો દુષ્ટ

વિચાર કરૂં છું? બાલકુમારીની સાથે જ હું જીવન ગાળું છું. નિર્દોષ રીતે અમે સાથે જ રહીએ છીએ, બેસીએ છીએ અને વાતચીત કરીએ છીએ: અમે ઉભય સહજીવી છીએ, તો પછી લગ્ન સંબંધની ભાવના મારામાં જાગૃત થઇ તેનું શું કારણ? આ પવિત્ર સ્થાનમાં આવ્યા છતાં, આટલો લાંબો વખત તેના પવિત્ર વાતાવરણમાં નિવાસ કર્યો છતાં અને જોગીરાજના પવિત્ર જીવનનો પરિચય થયા છતાં સંસારની કુટિલ વાસનાઓ હજી મારામાં ટકી રહી છે શું? શું લગનસુખ વિના મારૂં હૃદય હજી મારા સુખમાં ન્યૂનતા માનતું હશે?"

અતિથિને પશ્ચાત્તાપ થયો, પરન્તુ તેનો તે મનોભાવ બાલકુમારી કળી શકે તેમ નહોતું. વાતચીતના ચાલતા પ્રસંગને અનુસરીને તેણે અતિથિને પૂછ્યું: "ત્યારે તમને આપણા જીવનમાં કાંઇ ન્યૂનતા લાગે છે ખરી?"

અતિથિનું ધ્યાન તે તરફ આકર્ષાયું અને પશ્ચાત્તાપનો પ્રસંગ તેનાથી વિસરાયો. તેણે ઉત્તર આપ્યો: "અત્યારસુધી હું આપણા જીવનને સુખી અને સંપૂર્ણ માનતો હતો, પરન્તુ અત્યારે ઉદ્ભવેલી એક કલ્પનાને લીધે મને તેમાં કેટલીક ન્યૂનતા લાગે છે. મને અત્યારે એવી કલ્પના થઈ આવી કે જેવું સુખી અને આનંદી જીવન આપણે ગાળીએ છીએ તેવું જ જીવન આખી દુનિયાનાં મનુષ્યો કેમ ન ગાળી શકે? એ પ્રશ્નના ઉત્તરમાં મને એમ જણાયું કે સર્વ સંસારી મનુષ્યો આપણી પેઠે જીવન ગાળી શકે નહિ, કારણકે આપણે વનમાં રહ્યા હોવા છતાં ધનનો ઉપભોગ કરીએ છીએ અને એવું ધન જોગીરાજ પાસે તૈયાર પડેલું છે, પરન્તુ બીજા મનુષ્યોને તો ધન પેદા કરીને નિર્વાહ ચલાવવો પડે છે અને સુખ તથા આનંદનો ભોગ ધનપ્રાપ્તિને અર્થે જ આપવાની તેમને જરૂર પડે છે. આપણી સ્થિતિ ધન તૈયાર હોવાને

લીધે નિર્દોષ આનંદ મેળવી—જ્ઞાનભૂમિકાએ ઉંચા ચડી જીવન ગાળવાની છે, ત્યારે બીજાઓનો જીવનસમય ધનપ્રાપ્તિ પાછળ એટલો બધો જાય છે કે બહુ જ થોડા માણસો સાત્વિક આનંદ તથા સુખ મેળવી શકે છે અને જ્ઞાનભૂમિકા તો શું પરન્તુ જ્ઞાનભૂમિકાના વિચાર સુધી પહોંચનાર તો વીરલ મનુષ્યો જોવામાં આવે છે.”

બાલકુમારીએ પ્રશ્ન કર્યો: “ત્યારે આપણા જેવું સુખ મેળવવા સાથે નિર્વાહને માટે ધનપ્રાપ્તિ પણ કરવાને બીજાઓએ કેવી રીતે જીવન ગાળવું જોઇએ ?”

અતિથિ બોલ્યો: “મનુષ્યના નિર્વાહ માટે જે વસ્તુઓ જરૂરની છે તે વસ્તુઓ જો લોકો પોતે ઉત્પન્ન કરી લે, પોતાની જરૂરીઆતોને બિલકુલ ઘટાડી નાંખે અને ધનની બિલકુલ સ્પૃહા ન રાખે તો તેઓ પણ આપણા જેવું સુખ મેળવી શકે. હાલની ગ્રામ્ય પ્રજા સર્વાંશે નહિ પણ કિંચિત્ અંશે આવું જ જીવન ગાળે છે. પરંતુ તેનામાં અજ્ઞાન ઘણું છે તેથી તેવા જીવનનો જે વાસ્તવિક લાભ છે તે તેને મળી શકતો નથી અને શહેરના લોકોમાં કાંઇક જ્ઞાન છે પરન્તુ તેમનું જીવન કૃત્રિમ છે, તેથી લાલસાઓ તથા ઇંદ્રિયોનો અસંયમ વધે છે અને એ રીતે ઉત્તરોત્તર તેમનું જીવન મારી દૃષ્ટિમાં તો પતિત બનતું જતું લાગે છે.”

“તમે કહો છો તેમ મોટાં શહેરોનું જીવન જો કૃત્રિમ હોય તો તેમાં સુખ હોઇ શકે જ નહિ; ત્યારે તેવા માણસો કેવા પ્રકારનું દુઃખ વેઠતાં હશે ?” બાલકુમારીએ પ્રશ્ન કર્યો.

“તેઓનું જીવન જેવી રીતે કૃત્રિમ છે, તેવી રીતે તેમણે કૃત્રિમ સુખો પણ ઉત્પન્ન કર્યાં છે, અને એ કૃત્રિમ સુખમાં તેઓ આનંદ માને છે. તે ખરો આનંદ હોતો નથી—વાસ્તવિક આનંદ

હોતો નથી, તેમાં કૃત્રિમતા હોય છે, તથાપિ તેઓનું સ્થૂળ જીવન તેમાં સંપૂર્ણ આનંદ માને છે, એટલે આપણી દૃષ્ટિએ તેઓ ગમે તેટલા દુઃખી જણાતા હોય, તથાપિ તેઓ તો પોતાને સુખી જ માને છે."

"ત્યારે એ તો એક પ્રકારનું અજ્ઞાન કહેવાય અને તમે તો કહો છો કે ગામડાંના લોકો અજ્ઞાન હોય છે અને શહેરના લોકો જ્ઞાનવાળા હોય છે !" બાલકુમારીએ કહ્યું.

"મારા કથનનું તાત્પર્ય એ છે કે શહેરોના લોકો જ્ઞાનતત્પર છે-જ્ઞાનવાળા નથી. તેઓની બુદ્ધિનો વિકાસ ગામડાંના લોકો કરતાં વિશેષ થએલો હોય છે. કેળવણીવડે તેઓની યોગ્યતા વધે છે અને અનેક પ્રકારના અનુભવોવડે તેઓ વિચક્ષણ બને છે. છતાં તેઓ સ્થૂલ જીવનના એટલા પરિચયી હોય છે કે ત્યાં સૂક્ષ્મતાને અવકાશ મળતો નથી. આ કારણથી તેઓનું જીવન દિવસે દિવસે વિશેષ કૃત્રિમ બનતું જાય છે. ગામડાંના લોકો અજ્ઞાન છે અને તેનું કારણ એ છે કે તેઓના સાદા અને સ્વાભાવિક જીવનનું મૂલ્ય તેઓ સમજતા નથી અને શહેરના લોકોને સુખી માનીને તેમના જેવું સુખ પ્રાપ્ત કરવાને મથન કરતા જાય છે. શહેરોના કૃત્રિમ જીવનને તેઓ ખરૂં જીવન માને છે અને તેથી દિવસે દિવસે તેઓ તે જીવન તરફ વળતા જાય છે."

"ઓહો! તો પછી આખી દુનિયા અજ્ઞાન તરફ ઘસડાય છે, તેને ખરે માર્ગે કેવી રીતે વાળી શકાય?" બાલકુમારીએ આશ્ચર્યચકિત થઇને પ્રશ્ન કર્યો.

"પૂર્વે મેં કહ્યું તેમ જીવનમાંથી કૃત્રિમતા દૂર થવી જોઇએ. જીંદગીના નિર્વાહ માટે જોઇતી વસ્તુઓ માણસે પોતે જ ઉત્પન્ન કરવી જોઇએ અને જીંદગીનાં સ્થૂળ-કૃત્રિમ સુખોને માટે જે ફાંફાં મારવામાં

આવે છે તે બંધ કરીને જીંદગીની જરૂરીઆતોને એટલી બધી ઘટાડી નાંખવી જોઇએ કે જેથી જ્ઞાનભૂમિકાનાં પગથીયાં ચ્હડવાને કાંઇક અવકાશ મેળવી શકાય. હું શહેરોની જીંદગીમાં ઉછર્યો છું નાનાં ગામો અને ગામડાંની જીંદગી પણ મેં જોઇ છે પરન્તુ તે સર્વ કરતાં નન્દિની વાટિકાનું જીવન મને વિશેષ સુખી લાગ્યું અને એવી અભિલાષા ઉત્પન્ન થઇ છે કે બધા લોકો એવું જીવન ગાળતાં હોય તો કેવું સારૂં? પરન્તુ આપણા જીવનમાંએ રહેલી ન્યૂનતા મેં તમને કહી સંભળાવી."

"ઠીક, ચાલો, આજે બપોરે પિતાજી પાસે એ જ ન્યૂનતાનો વિષય ચર્ચા તરીકે મૂકીશું. આપણે વાતચીતમાં રહ્યાં, સ્નાન કરવું વિસરી ગયાં અને સૂર્ય ચડી ગયો. હવે ઉતાવળે નાહી લો, પિતાજી વાટિકામાં રાહ જોતા હશે."

અતિથિનું ધ્યાન હવે બદલાયું. બન્ને પાણીમાં પેઠાં અને નાહીને બહાર નીકળ્યાં.

* * * *

અગાઉથી નક્કી કરી રાખ્યા પ્રમાણે તે જ દિવસે બપોરે જોગીરાજની સાથે એ નવીન ચર્ચા શરૂ કરવામાં આવી. અતિથિનો અભિલાષ–આખું જગત્ આવું સુખી–આનંદી–સાદું–અકૃત્રિમ જીવન ગાળતું હોય તું કેવું સારૂં ?—એ અભિલાષ બાલકુમારીએ કહી સંભળાવ્યો. સમુદ્રતટે જે વાતચીત થઇ હતી તેનો એકંદર સાર પણ કહ્યો અને પછી જોગીરાજ શું બોલે છે તેની રાહ જોતાં બન્ને બેઠાં.

કેટલીક વારે સહજ સ્મિત કરીને જોગીરાજ બોલ્યાઃ " અતિથિનો અભિલાષ બહુ સુંદર છે. અતિ પ્રાચીન સમયમાં જ્યારે—

" ફળ ને વણખેડેલું ધાન,
" શય્યા કાજ કુંળાં ઘાસપાન,
" રૂડા ઝરણનું નિર્મળ પાણી,
" સુખ શાન્તિ ને આનંદ વાણી;*

એ જ મનુષ્ય માત્રનું દ્રવ્ય લેખાતું હતું, તે સમયે અતિથિનો અત્યારનો અભિલાષ એક સાક્ષાત્કાર તરીકે ઓળખાતો. તે જીવનમાં રહેલું સૌખ્ય અને આનંદ અત્યારના જીવનમાં નથી. સમય બહુ બદલાઇ ગયો છે અને તે પ્રમાણે જીવન બદલાયું છે તથા બદલાતું જાય છે. જીવનનો આદર્શ ભુલાયો છે અને હજી વિશેષ ભુલાતો જાય છે. એ આદર્શ ભુલાઇ જવાથી જગત્‌ની સુષ્ઠુ પ્રવૃત્તિ–સારાં કૃત્યોની દિશા પણ બદલાઇ છે. પ્રાચીન સમયના દેશભક્ત કરતાં અત્યારનો દેશભક્ત અનેક રીતે જુદો પડે છે, પરન્તુ જેવી રીતે અત્યંત પ્રવૃત્તિને અન્તે નિવૃત્તિ જ અનિવાર્ય થઈ પડે છે તેવી રીતે એક સમય એવો આવશે કે જ્યારે હાલનું જીવન બદલાઈ ને પ્રાચીન સમયના આદર્શભૂત જીવન તરફ વળતું જશે. એ સમય ક્યારે આવશે તે કહેવું અશક્ય છે, કારણકે જીવનનો સ્રોત હજી એવી રીતે બદલાતો જાય છે કે એ અચળ આર્ય જીવનનાં સ્વપ્નાં બહુ ઝાંખાં બની ગયાં છે બલ્કે તેથી પણ વિશેષ ઝાંખાં થવાનો સંભવ છે, પરન્તુ History repeats itself એ સત્યનો ભવિષ્યમાં અવશ્ય સાક્ષાત્કાર થશે એમ મને લાગે છે."

અતિથિના હૃદયમાં ઉત્સાહ સ્ફુર્યો. તે એકદમ બોલવા લાગ્યો: " સત્ય કહ્યું ગુરૂદેવ ! હું કૃતાર્થ થયો; મારો અભિલાષ એક માત્ર તરંગ નથી પણ ઉચિત કલ્પના છે એવું મને હવે જણાયું:

* સરસ્વતીચંદ્ર ભાગ ૪.

પરન્તુ મહારાજ ! આપણા જીવનમાં હજી એક ખામી છે તે ખામી દૂર કરીને આપણે કાંઇ નવી પ્રવૃત્તિનો પ્રારંભ કરીએ તો કેમ ?"

"કઇ પ્રવૃત્તિ ?" એ પ્રશ્ન પૂછતાં જોગીરાજનાં નેત્રો આનંદથી ચમકવા લાગ્યાં.

"આપણું જીવન મને પ્રાચીન સમયના ઋષિજીવન જેવું જણાય છે, પરંતુ તેમાં માત્ર એક ન્યૂનતા છે. આપની પાસે દ્રવ્ય છે અને એ દ્રવ્યવડે આપણો સૌનો જીવનનિર્વાહ ચાલે છે. એ દ્રવ્ય વિના આપણે ચલાવી શકીએ એવી કાંઇક પ્રવૃત્તિ કરીએ તો કેવું ? પ્રાચીન સમયનું આદર્શભૂત જીવન કેવી રીતે ગાળી શકાય, હાલના સમયમાં તે ગાળવું શકય છે કે નહિ અને શક્ય હોય તો તેનો વ્યવહારૂ માર્ગ કયો છે તેનો નિર્ણય કરવા તેમજ લોકોને તે બતાવીને તે તરફ તેમને વાળવા યોગ્ય યત્ન કરવો જોઇએ એમ હું માનું છું અને તે વિષે આપનો અભિપ્રાય પૂછું છું."

જોગીરાજ કાંઇક વિચારમાં પડયા. થોડી વારે તે બોલ્યા : "આપણા જીવનની એ એક ખામી મહત્ત્વની છે ખરી અને તું કહે છે તેવી પ્રવૃત્તિ થવી આવશ્યક છે. એ પ્રવૃત્તિમાં રહેલા લાભોનો વિચાર કરવાને બદલે તે તરફ તિરસ્કારનું હાસ્ય કરનારાઓ બહુ નીકળશે પરન્તુ તેની દરકાર કરવાની જરૂર નથી. પરન્તુ આપણે જો એ પ્રવૃત્તિ કરવા ધારીએ તો બીજી રીતે ઘણી પ્રતિકૂળતા ઉભી થાય તેમ છે. મારા જીવનનો ઉદ્દેશ એ પ્રાચીન સમયના આદર્શભૂત જીવનના બોધનો પ્રચાર કરવાનો મેં નિશ્ચિત કર્યો નથી અને એ પ્રવૃત્તિમાં પડવાની મને અનુકૂળતા નથી. આ સ્થાનપણ તે માટે અનુકૂળ નથી. એક નાનું સંસ્થાન વસાવવા માટે જેટલી વિશાળ જગ્યા જોઇએ તેટલી અહીં નથી. પૂરતા વિસ્તારવાળી રસાળ જમીન

અહીં મળવાનો સંભવ નથી અને કદાચ રાજ્યના કાયદાઓને અનુસરીને તે માટે કાંઇ પ્રયત્ન કરીએ તોપણ એ પ્રવૃત્તિ ઘણી મોટી છે અને તેની સફળતા દર્શાવવા માટે મારૂં જીવન પૂરતું થઇ પડે નહિ. મારા જીવનનો ઉદ્દેશ જૂદો જ છે અને તે પાર પાડવાને માટે થોડી ખામીવાળું જીવન ચલાવીને પણ હું સંતુષ્ટ રહું છું."

એ નવી પ્રવૃત્તિ સ્વીકારવાને જોગીરાજ તૈયાર નહોતા એ જાણ્યા છતાં અતિથિ નિરાશ થયો નહિ. તેનામાં હવે એક નવી અભિલાષા જન્મ પામી. જોગીરાજના આટલા પરિચયમાં રહ્યા છતાં તેમના જીવનનો ઉદ્દેશ શો છે તે તે જાણતો નહોતો. આ વાર્તાપ્રસંગ નીકળતાં તે જાણવાની અભિલાષા તેના હૃદયમાં જાગૃત થઇ, એટલામાં જોગીરાજ બોલ્યા: " મારા કથનનું તાત્પર્ય એવું નથી કે પ્રાચીન આદર્શભૂત જીવન સંબંધી ઉપદેશનો જગત્‌માં ફેલાવો કરવાની ઓછી જરૂર છે. તે જીવન તરફ જગત્ જેમ વહેલું વળશે તેમ તેમાં વિશેષ લાભ સમાએલો છે, અને તેથી તેવી પ્રવૃત્તિની જગત્‌ને જરૂર પણ છે. પ્રારંભથી જ જો મેં મારા જીવનનો એ ઉદ્દેશ નિશ્ચિત કર્યો હોત, તો મેં પણ ઘણી ખુશીથી એ કાર્ય જ ઉપાડી લીધું હોત, પરન્તુ બધા ઉદ્દેશો અધુરા મેલવા કરતાં એક જ ઉદ્દેશને વળગી રહીને તે પાર પાડવો તેમાં વિશેષ સાર્થકય છે એમ હું માનું છું. "

તુરત જ અતિથિએ પ્રશ્ન કર્યો: " ત્યારે આપના જીવનનો એ ઉદ્દેશ શો છે ? "

" તે કહેવાનો સમય હજી કાંઇક દૂર છે. " જોગીરાજના એ શબ્દોની સાથે એ વિવાદની પૂર્ણાહુતિ થઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

### સંસારમાં સ્ત્રી અને પુરૂષની પદવી.

અતિથિના હૃદયના ઉચ્ચત્વથી જોગીરાજ અવગત હતા. બાલાકુમારીનું વય ચૌદેક વર્ષનું હતું તથાપિ તે અજ્ઞાતયૌવના મુગ્ધા બાળા હતી અને અતિથિ તથા બાલકુમારીના પરસ્પર વધતા જતા સહવાસથી જોગીરાજના મનમાં જરા પણ અંદેશો કે અપ્રસન્નતા ઉત્પન્ન થતાં નહિ. ઘણી વાર દરિયાકિનારે, કોઈવાર વાટિકાની એકાદ શીતલ કુંજમાં અથવા ગાયોને ચારવા જતાં ઉઘાડા મેદાનમાંની કોઇ વૃક્ષચ્છાયામાં તેઓ વચ્ચે અનેક પ્રકારના વિવાદો થતા અને તરેહતરેહની જ્ઞાન ચર્ચા ઉપડતી. ઉભયનાં હૃદય નિર્દોષ હતાં અને પરસ્પર મમત્વ હતું છતાં તેમાં નિઃસ્પૃહત્વ હતું અને તેથી તેમની પવિત્રતા જળવાઇ રહી હતી.

આજે વળી બપોરને સમયે તેઓ વચ્ચે એક નવો વિવાદનો પ્રસંગ ઉભો થયો હતો. “ સંસારમાં સ્ત્રી અને પુરૂષની પદવી કેવા પ્રકારની હોવી જોઈએ ? ” એ ચર્ચાનો વિષય હતો. જોગીરાજ પોતાની કુટીનાં દ્વાર બંધ કરીને કાંઇ ધ્યાનમાં મગ્ન હતા તે સમયે વાટિકામાં એક પીપળાના વૃક્ષની છાયામાં આ ચર્ચા ચાલી રહી હતી. બાલકુમારીએ પૂછ્યું: “ પ્રભુએ જગત્માં સ્ત્રી અને પુરૂષની રચના કરી છે, પરન્તુ તેઓએ જગત્માં અવતરીને કેવાં કેવાં કાર્યો કરવાનાં છે તે વિષે કાંઇ ઉપદેશ કેમ કર્યો નહિ હોય ? ”

અતિથિએ આ પ્રશ્ન સાંભળીને મન્દ સ્મિત કર્યું અને જણાવ્યું: “ એ ઉપદેશ પણ પ્રભુએ કર્યો છે. જે જે કર્તવ્યો સ્ત્રી

પુરૂષોએ બજાવવાનાં છે તેવી તેવી સગવડ પ્રભુએ તેમને આપી છે. સ્ત્રી અને પુરૂષના અંગની રચનામાં જ એ કર્તવ્યનો ઉપદેશ સમાઇ જાય છે."

"જો એ પ્રમાણે સ્ત્રી અને પુરૂષનાં કર્તવ્ય તેમના અંગની રચના પ્રમાણે ભિન્નભિન્ન હોય, તો પછી ઋષિ મુનિઓએ એમ કહ્યું છે કે સંસારમાં સ્ત્રી અને પુરૂષની પદવી એક સરખી છે, એક રથનાં પૈડાંના જેવી તે બન્નેની સ્થિતિ છે, તેનો અર્થ શો ?" બાલકુમારીએ પ્રશ્ન કર્યો.

"તેનો અર્થ સ્પષ્ટ છે. રથ ચલાવવાને બે પૈડાંની જરૂર છે તેમ સંસાર ચલાવવાને સ્ત્રી અને પુરૂષની એકસરખી જરૂર છે. તેમાંથી એક જણ ન હોય તો સંસાર ચાલી શકે નહિ, પરન્તુ તે ઉપરથી જગત્‌માં સ્ત્રી પુરૂષની એકસરખી પદવી છે એમ માની શકાય નહિ."

"એમ કેમ કહો છો વારૂ ? જો જગત્‌માં ઉભયની ઉપયોગિતા સરખી હોય તો ઉભયની પદવી પણ સરખી જ હોવી જોઇએ."

"નહિ; જો બન્નેનાં કર્તવ્યો જુદાં જુદાં છે તો તેમની પદવી પણ ઉંચીનીચી હોવી જોઇએ, અને તેમનાં કર્તવ્યો તથા પદવીને આધારે સ્ત્રી પુરૂષના અધિકારમાં પણ ભિન્નતા હોવી જોઇએ."

"હવે તે સિદ્ધ કરી બતાવો."

"બાલકુમારી ! એક સમય એવો હતો કે જ્યારે હું સ્ત્રી અને પુરૂષની સમાન પદવી અને જગત્‌માં તેમના સમાન અધિકારો માનતો હતો. પરન્તુ કેટલાક અનુભવો પછી મારી ખાત્રી થઇ છે કે સ્ત્રી એક પુરૂષના જેવી ઉચ્ચ પદવીને યોગ્ય નથી અને પુરૂષના જેવા અધિકારો પણ તેને મળવા જોઇએ નહિ. એકવાર ગુરૂદેવે મને

સ્ત્રી અને પુરૂષના અધિકારની સમાનતા વિષે કેટલુંક સમજાવ્યું હતું, પરન્તુ તે મારા મગજમાં ઉતરતું નથી. મારા સમજવા પ્રમાણે મને સ્ત્રી કરતાં પુરૂષની પદવી ઉચ્ચતર લાગે છે અને પુરૂષ ઉપદેષ્ટા તથા સ્ત્રી ઉપદેશ્યની પદવીને યોગ્ય હોઇ ઉપદેશ્ય કરતાં ઉપદેષ્ટાના અધિકારો વિશેષ હોવા જોઇએ એવું પણ હું માનું છું. "

બાલકુમારીએ આ મોટા મતભેદને લીધે સ્મિત કર્યું અને કહ્યું: " તમે તો માત્ર તમારા અનુભવની લુખ્ખી વાત કહો છો ! શું હમેશાં પુરૂષ ઉપદેષ્ટા અને સ્ત્રી ઉપદેશ્યની પદવીને યોગ્ય જ રહેતી હશે ? "

" નહિ. પાત્રભેદે કોઇ પુરૂષ ઉપદેશ્ય અને સ્ત્રી ઉપદેષ્ટાનું સ્થાન ધરાવે તેવી પણ હોય, પરન્તુ એ બનાવ અપવાદરૂપ લેખાય. સ્વાભાવિક રીતે સ્ત્રીજાતિ ઉપર પુરૂષોનું વર્ચસ્વ હોવું જોઇએ. "

" ઓહો, અતિથિ ! " બાલકુમારી આશ્ચર્ય દર્શાવતી બોલી: " ત્યારે તો હું પણ આજન્મકુમારી રહી શકું નહિ એમ તમે માનતા લાગો છો. "

અતિથિ આ પ્રશ્નનો ઉત્તર આપતાં અચકાયો. સહજ વાર કરીને તે બોલ્યો : " ઘણી સ્ત્રીઓ એ નિયમના અપવાદને યોગ્ય હોય છે, તેવી રીતે તમે પણ અપવાદરૂપ કહેવાઓ; પણ એક નિયમ તરીકે તો નહિ, એમ હું માનું છું. "

" કેમ બેટા ! શી ગોષ્ટી ચાલે છે ?" જોગીરાજે આવતાં જ એકદમ પ્રશ્ન કર્યો. બાલકુમારી અને અતિથિ એકદમ ઉભાં થઈ ગયાં અને જોગીરાજ તેમને સ્નેહદૃષ્ટિથી જોતા ઉભા. બાલકુમારીએ તેમને ચર્ચાના વિષયની વાત કહી. જોગીરાજ કાંઇક અપ્રસન્ન વદને બોલ્યા: " વળી એવો વિલક્ષણ વિષય આજે તમને ચર્ચાને માટે ક્યાંથી

સૂઝી આવ્યો ? "

બાલકુમારીએ જણાવ્યું: " મારા મગજમાં જ સહજ એવો પ્રશ્ન ઉઠી આવ્યો અને તેથી મેં અતિથિને તે વિષે પૂછ્યું. તે ઉપરથી પછી ચર્ચા ચાલી. "

"ઠીક, ત્યારે હવે પાછાં આપણે બેસો. હું એ ચર્ચામાં શામેલ થઉં છું. " જોગીરાજે ફરમાવ્યું અને સૌ બેઠાં. જોગીરાજે પૂછ્યું: " તે વિષે અતિથિની કેવી માન્યતા છે ? "

બાલકુમારીએ જણાવ્યું: " અતિથિ એમ માને છે કે સ્ત્રી અને પુરૂષનાં કર્તવ્ય જૂદાં છે તેમ તેમના અધિકાર અને પદવી પણ જૂદાં જૂદાં હોવાં જોઇએ. સામાન્ય રીતે પુરૂષ ઉપદેષ્ટા અને સ્ત્રી ઉપદેશ્ય છે. "

" એ માન્યતામાં અતિથિ ભૂલે છે. પરમેશ્વરે સ્ત્રી અને પુરૂષનાં અંગોની રચનામાં જે ભેદ દર્શાવ્યો છે, તેવો જ ભેદ તેમનાં કર્તવ્યોમાં હોઇ શકે, પરન્તુ તેઓના અધિકાર અને પદવીમાં હોઇ શકે નહિ. "

" અધિકાર અને પદવીમાં સ્ત્રી પુરૂષો સમાન હોય, તો કર્તવ્યો શામાટે સમાન ન હોય ? જગતમાં જે જાહેર કાર્યો પુરૂષો કરે છે તે કાર્યો સ્ત્રીઓ પણ શામાટે ન કરે ? પાશ્ચાત્ય દેશમાં સ્ત્રીઓ પુરૂષોનાં જેનાં અનેક કાર્યો કરે છે. પાશ્ચાત્યના દેશોએ આપણને બતાવી આપ્યું છે કે સ્ત્રી ઉતમ નાગરિક (Citizen) બની શકે છે. "

" બાઇ ! અમુક વસ્તુ પ્રયત્ન અને કેળવણીથી બની શકે છે માટે તે ખરો જ હોવી જોઇએ એમ માનવું તે ભૂલ છે. મદારીના ખેલમાં એક પોપટ તોપ ફોડી શકે છે તેથી કાંઇ લડાઇમાં પોપટને

તોપચીનું કામ સોંપી શકાતું નથી. કુદરતે પોપટનું જે કાર્ય નિર્માણ કર્યું હોય, તે કાર્ય જ તેણે બજાવવું જોઇએ અને તે બીજું કાર્ય કરી શકે છે તેટલા માટે જો તેની પાસે બીજું કાર્ય કરાવીએ તો તેના કુદરતી કાર્યમાં ન્યૂનતા આવે અને જગતની ઉદયાવસ્થા માટે તે ન્યૂનતા ઇષ્ટ નથી. સ્ત્રીઓ ઉત્તમ નાગરિક બની શકે, અને પુરૂષોના અનેક પ્રકારના ધંધાઓની કેળવણી લઇને તેવા ધંધાઓ પણ કરી શકે તેટલા માટે સ્ત્રી વર્ગનાં કર્તવ્યો પુરૂષોના જેવાં જ હોવાં જોઈએ એમ માની શકાય નહિ. ઉત્તમ ગૃહિણીઓ અને માતાઓ થવાનું કુદરતે તેમને માટે નિર્માણ કરેલું છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ સ્ત્રીઓના પ્રત્યેક અંગ, તેઓનું લોહી, અને તેમનાં પુષ્ટિકારક તત્ત્વોની રાસાયનિક પદ્ધતિએ તપાસ કરીને એવો નિર્ણય દર્શાવ્યો છે કે કેટલાંક કાર્યો એવાં છે કે જે સ્ત્રીઓ કરવાને યોગ્ય જ નથી અર્થાત્ કુદરતે જ તેમના અંગમાં, લોહીમાં અને બીજાં તત્ત્વોમાં એવા ગુણો-એવા પરમાણુઓ મૂકયાં નથી. આ કુદરતી ભેદ ઘણો અગત્યનો છે કારણકે તે સ્ત્રી-પુરૂષનાં જગત્માં કર્તવ્યોના પૃથક્ત્વનું સૂચન કરે છે. કુદરતે જે કાર્યો સ્ત્રીને માટે નિર્માણ કર્યાં નથી તે કાર્યો સ્ત્રીઓ પાસે કદાચ કરાવવામાં આવે તો તેઓ પ્રયત્ન અને કેળવણીના યોગથી કરી શકે, પરન્તુ તેથી તેમના કુદરતી કાર્યમાં તો ન્યૂનતા જ આવે. એ ધર્મ તેઓ સંપૂર્ણ રીતે બજાવી શકે નહિ, તેથી સંસારને યથોચિત ગતિ મળી શકે નહિ. તેટલા માટે સ્ત્રીઓને પુરૂષોનાં જેવાં કાર્યો પછવાડે રોકવાનું કાર્ય સ્ત્રીઓને કોઇ પણ રીતે ઉચ્ચ દશામાં મેલનારૂં નથી અને તેથી ઉલટું તેઓના કુદરતી કર્તવ્યમાં ખામી આવવાથી સંસારને હાનિ થાય છે. એ જ સવાલને અંગે સ્ત્રીઓને કેવી તરેહની કેળવણી આપવી

જોઇએ એ મહત્ત્વનો પ્રશ્ન પણ વિચારવા જેવો છે. સ્ત્રીઓ પાસે પુરૂષોનાં કાર્યો કરાવવાં એ જેમ અનિષ્ટ છે–અનાવશ્યક છે, તેવી રીતે સ્ત્રીઓને પુરૂષોના જેવી કેળવણી આપવી એ પણ અનિષ્ટ છે. તેઓના વાસ્તવિક ધર્મો જૂદા છે અને તેથી તેઓ પોતાના જ ધર્મો વધારે સારી રીતે બજાવી શકે એ પ્રકારની–પુરૂષોથી ભિન્ન પ્રકારની કેળવણી તેમને આપવી જોઇએ. સ્ત્રીઓ ઉત્તમ કવિ બની શકે, ન્યાયશાસ્ત્રવેત્તા થઇ શકે, ચિત્રકાર થઇ શકે, સંગીતશાસ્ત્રિણી થઇ શકે, એ બધું ચોક્કસ અપવાદરૂપ સ્ત્રીઓને માટે શક્ય છે, પરન્તુ એ વિદ્યાઓ તેઓના સ્ત્રીધર્મની ફરજો કરતાં વધારે મહત્ત્વની છે એમ જો કહેવામાં આવે તો એટલું જ ઇચ્છવાલાયક છે કે તેઓ પોતાના પુત્રોદ્વારા એ વિદ્યાઓનો–પોતાની એ શક્તિઓનો જગતને લાભ આપે, પરન્તુ એ કાર્યો સ્વયમેવ કરીને જગતમાં બહાર પડે અને એ વિદ્યાઓ ધરાવનારાં ઉત્તમ સંતાનો પ્રાપ્ત કરીને તેનો લાભ જગતને આપવાથી દૂર રહે એ કોઇ પણ રીતે ઇચ્છવાલાયક નથી. **परधर्मो भयावहः** એ ગીતાવાક્યનો ઉદાર બોધ એવો જ છે કે સૌએ પોતાના ધર્મમાં–ફરજમાં જ રત રહેવું; પરાઈ ફરજો બજાવવાથી દૂર રહેવું, કારણકે તે ભયાવહ છે.”

“વાહ ! સ્ત્રીઓનાં કર્તવ્યોની ભિન્નતા ઉત્તમ રીતે સિદ્ધ કરી બતાવી; અને હું એવી માન્યતા તો ધરાવું છુંજ.” અતિથિએ આનંદ પામતાં કહ્યું.

“પણ કર્તવ્યોની ભિન્નતાની ખાતર તેઓની પદવી અને અધિકારમાં ભિન્નતા હોવી જોઇએ નહિ એવી મારી માન્યતા છે. જેટલું મહત્ત્વનું કાર્ય એક પુરૂષનું છે, તેટલું જ મહત્ત્વનું કાર્ય એક સ્ત્રીનું પણ છે. ધન કમાવાનું કે વિદ્યા ખીલવવાનું કિંવા દેશભક્તિનાં

કાર્યો કરવાનું કાર્ય કરવા માટે મનુ મહારાજ એક પુરૂષને જેટલા માર્ક્સ આપે, તેટલા જ માર્ક્સ તે એક સ્ત્રીને સુઘડ રીતે ગૃહસંસાર ચલાવવા માટે, સુંદર સુદૃઢ તથા સંસ્કારી સંતાનો ઉત્પન્ન કરવા માટે અને બાલકોને ઉચ્ચ પ્રકારે કેળવણી આપવા માટે પણ આપ્યા વિના રહે નહિ, એવું હું માનું છું. એ પ્રમાણે કર્તવ્યની ભિન્નતા છતાં ઉભયનાં કર્તવ્યોની મહત્તા એકસરખી છે, અને તેથી જ સંસારમાં ઉભયની પદવી એકસરખી છે એવી મારી માન્યતા છે.”

થોડી વાર શાન્ત-મૌન રહીને અતિથિ બોલ્યો: “પ્રભુ! આપ કહો છો તે મારા મગજમાં ઉતરે છે, પરંતુ જગતનો જે કાંઇ અનુભવ મને મળ્યો છે, તેથી મારૂં મગજ ગુંચવાઇ જાય છે. મને જૂદી જૂદી સ્ત્રીઓમાં યોગ્યતાનું જૂદું જૂદું પ્રમાણ જણાયું છે, અને તેથી સ્ત્રીવર્ગ પુરૂષવર્ગની પદવીને યોગ્ય હોય એવું જણાયું નથી. પહેલાં હું એવી પદવીની સમાનતા માનતો હતો, પરન્તુ કેટલાક એવા અનુભવો અને નિરીક્ષણને અંતે સ્ત્રીવર્ગ પુરૂષવર્ગના ઉપદેશ્યની પદવીને યોગ્ય હોય એવું મને લાગે છે.”

જોગીરાજ બોલ્યા: “અનુભવો અનેકવિધ હોય છે અને તેનાં પરિણામો અનેકવિધ નિશ્ચયોને જન્મ આપી મગજની ગુંચવણમાં વધારો કરે છે. એકદેશીય અનુભવોને આધારે નિશ્ચય બાંધી બેસવાથી કેટલીક વાર મનુષ્ય બહુ ઉંધે માર્ગે દોરાય છે અને ઘણી વાર તે પોતાના એવા નિશ્ચયને માટે દુરાગ્રહી બની જાય છે; તેમ છતાં અનુભવના સત્યની અવગણના કરવી ઉચિત નથી. કેટલીક સ્ત્રીઓના પરિચયથી તારો નિશ્ચય એવો થયો હોય કે સ્ત્રીવર્ગ પુરૂષવર્ગની પદવી કરતાં હલકી પદવીને યોગ્ય છે તો તેમ બનવું એ સ્વાભાવિક છે, પરન્તુ વાજબી નથી. આપણા પિતામહોએ આપણને જે સત્યનો

ઉપદેશ કર્યો છે તે સત્યથી તારો નિશ્ચય જૂદો પડે છે, અને તેનું કારણ માત્ર એટલું છે કે જગત્ હાલમાં બહુધા ભૂલભરેલે માર્ગે પ્રયાણ કરે છે. સ્ત્રીવર્ગ હલકી પદવીને યોગ્ય નથી, પરંતુ પુરૂષવર્ગે સ્ત્રીવર્ગને એવી સ્થિતિમાં-એવા સંયોગોમાં મેલી દીધો છે કે જેથી તે અતિહીન અવસ્થાને પામ્યો છે અને તેથી અત્યારે અનેક ક્ષુદ્ર ઉપમાનો સ્ત્રીઓને આપવામાં આવે છે એટલું જ નહિ પણ એ ક્ષુદ્ર ઉપમાનોને યોગ્ય જ તેઓ અત્યારે માલૂમ પડે છે. પરન્તુ વિપરીત સંયોગોથી ઉત્પન્ન થએલી વસ્તુસ્થિતિ કાંઇ સત્ય સ્થિતિને પુરવાર કરનારી હોતી નથી. અત્યારે સ્ત્રીઓ ગમે તેવી અધમ જણાય, છતાં તેઓ અધમ ગણાવાને યોગ્ય નથી. તેઓ પુરૂષ વર્ગના જેટલી જ ઉંચી પદવીને યોગ્ય છે અને તેવી યોગ્યતા તેઓમાં આવવાની જરૂર છે."

"ગુરૂ દેવ! આપનો અભિલાપ તો હાલના જગતને કેવળ નવું બનાવી દેવાનો હોય તેમ જણાય છે!" અતિથિએ સહજ સ્મિત કરતાં કહ્યું.

"નહિ! હું જગતને નવું નહિ પણ જૂનું બની ગએલું જોવા ચ્હાવું છું. સ્ત્રીઓ પુરૂષોના જેવી જ ઉચ્ચ પદવીને યોગ્ય હતી, અત્યારે તેઓ તેવી લેખાતી નથી, પરન્તુ ભૂતકાળની સ્થિતિનું પુનરાવર્તન આ સમયમાં થાય એ ઇચ્છવાયોગ્ય છે. એ જુનું આર્યાવર્ત અત્યારે હોય તો સ્ત્રીઓ તું કહે છે તેથી હલકી પદવીને યોગ્ય ન લેખાય."

"ત્યારે હાલમાં સ્ત્રીવર્ગ તેવી અધમતામાં શાથી ઉતરી પડ્યો અને પુનઃ તેને ઉચ્ચ સ્થિતિમાં કેવી રીતે મૂકી શકાય?" અતિથિએ પ્રશ્ન કર્યો.

"સ્ત્રીઓને એવી અધમ સ્થિતિએ મેલવામાં પુરૂષ વર્ગે અપરાધ કર્યો છે, અને તેનો એ અપરાધ હજી ચાલુ છે; જો એ અપરાધ કરવાનું બંધ કરે તો પુનઃ પ્રાચીન સંયોગો ઉત્પન્ન થવા પામે."

"તે અપરાધ કયો?" અતિથિએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"સાંભળ, હવે હું તે વિષે કહું છું."

## પ્રકરણ ૧૫ મું.

### "શાશ્વત પ્રેમ એટલે શું?"

જોગીરાજ બોલ્યાઃ "પુરૂષવર્ગનો એ અપરાધ તે શાશ્વત પ્રેમનો અભાવ છે. પ્રિય અતિથિ! એ પ્રેમહીન સ્થિતિને લીધે આપણા સ્ત્રીવર્ગની અત્યારે આવી સ્થિતિ થઈ છે. જે સમયે સ્ત્રી અને પુરૂષ ઉભયની પદવી સંસારમાં સમાન લેખાતી હતી, તે સમય પછી આર્યાવર્તમાં એક એવો સમય આવ્યો હતો કે જ્યારે પુરૂષોએ સ્ત્રીઓના અધિકારની પાંખ ધીમે ધીમે દબાવવા માંડી હતી. તે સમયે સ્ત્રીઓની અવગણના કરનારા ગ્રંથોની રચના થઈ, ઉપદેશો દેવાયા, સ્ત્રીઓના પતિવ્રતા ધર્મના માહાત્મ્યની વાગ્જાળો ગુંથાઈ પરન્તુ પુરૂષોના પત્નીવ્રતનો ઉપદેશ પુરૂષોને ખાસ કરીને આપવાની કોઈએ જરૂર જોઈ નહિ, અને તે વખતથી સ્ત્રીઓ ઉપરથી પુરૂષોનો શાશ્વત પ્રેમ ઘટવા લાગ્યો તથા શાશ્વત પ્રેમની જગ્યાએ ક્ષુલ્લક પ્રેમ–સ્વાર્થી પ્રેમ–અરે નહિ, તે પ્રેમ નહિ પણ મોહ કહેવાય–એવો મોહ દાખલ થવા લાગ્યો–એ સ્વાર્થી પ્રેમે જ આપણા સંસારની અવદશા આણી છે. સ્ત્રીઓની અવગણના તે સમયથી થવા લાગી છે તે અત્યારસુધી

વધતી જ ચાલી છે. એ અવગણનાને પરિણામે જ સ્ત્રીઓ અત્યારે તેમની ઉચ્ચ પદવી જાળવી રાખી શકે તેવી સ્થિતિમાં રહી નથી.

"ત્યારે શાશ્વત પ્રેમ એટલે શું ? રામચંદ્રજી સીતા પ્રત્યે જે પ્રેમ રાખતા હતા, તે જ પ્રેમ શાશ્વત પ્રેમનો આદર્શ છે. એ પ્રેમથી પતિ પોતાની પત્નીને પોતાની સમાન પદવીની સમજે છે. તેનાં કર્તવ્યો ભલે ભિન્ન હોય, છતાં તેના અધિકારોને તે સરખા જ માને છે અને તેથી તેની પ્રત્યે કોઇ પણ તરેહની અવગણના તે દાખવતો નથી. પણ હાલમાં એ શાશ્વત પ્રેમનું સ્વપ્ન પણ રહ્યું નથી. પતિ મરી જવાથી સ્ત્રીએ આજન્મ વૈધવ્ય પાળવું એવો ઉપદેશ કરવામાં તે ધર્મ સમજે છે, પરન્તુ વિધુર પતિ મૃત પત્નીને વિસરી જઇને પોતાની વિષયપિપાસાને તૃપ્ત કરવા બીજું લગ્ન કરવામાં અધર્મ સમજતો નથી ! પત્નીના અધિકારની વિષમતાનું ગંભીર દર્શન એમાં જ થાય છે. એ વિષમતાનું પરિપોષણ હાલમાં બેદરકાર રીતે કરવામાં આવે છે, તેનું પરિણામ એ થયું છે કે હાલનાં દંપતીઓમાંથી શાશ્વત પ્રેમનું તત્ત્વ લગભગ નાશ પામી ગયું છે. પતિ જેમ પત્નીનો પ્રભુ છે, તેમ પત્ની એ પતિની ગૃહદેવી છે: એ ગૃહદેવી પરલોકપ્રયાણ કરે તો શામાટે ગૃહદેવનું મંદિર ગૃહદેવના જીવનસુધી શૂન્ય ન રહેવું જોઇએ ? એ દેવાંશી પ્રેમની અધિકારિણી ચાલી જતાં શું ગૃહદેવ ઉપર ગંભીર પરિણામ ન થવું જોઈએ ? તેના વિષયી પ્રેમનો તંતુ શું એટલો બધો નિર્બળ હોવો જોઇએ કે જેથી એ ગૃહદેવી ગયા પછી થોડે દિવસે બીજી ગૃહદેવીની ત્યાં પધરામણી થતાં પૂર્વની ગૃહદેવીનું તેને વિસ્મરણ થઇ જાય ! નહિ, નહિ, પતિઓ પોતાની પત્ની પાસેથી જેવો પ્રેમ માંગે છે-તેઓ જેવા પ્રેમની અભિલાષા ધરાવે છે, તેવો પ્રેમ તેઓના

હૃદયમાં તેઓની પત્ની પ્રત્યે હોવો જોઈએ, એટલું જ નહિ પણ પ્રેમ એટલો શાશ્વત-અખંડ-ચિરંજીવી હોવો જોઇએ કે જેથી પરલોકમાં તેઓનો નિવાસ થતાંસુધી તે ટકી રહેવો જોઇએ! એ જ શાશ્વત પ્રેમ છે. એ પ્રાચીન પ્રેમતત્ત્વનું દર્શન અત્યારે સ્ત્રીઓના ફરજીઆત વૈધવ્યમાં માત્ર સાપના લીસોટાના રૂપમાં જ રહેવા પામ્યું છે! ફરજીઆત વિધુરાવસ્થા તો લોકોને મન એક અસંભવિત-કલ્પનાતીત વસ્તુ મનાય છે! શાશ્વત પ્રેમના અભાવરૂપી પુરૂષોના અપરાધે આપણા સંસારની આ દુર્દશા આણી છે!

"એ શાશ્વત-અલૌકિક પ્રેમથી આત્માને શો લાભ થાય?" અતિથિએ પ્રશ્ન કર્યો.

જોગીરાજ બોલ્યા: "એ અલૌકિક પ્રેમ જ મનુષ્યના જીવનને સફળ કરવામાં કારણીભૂત થઇ પડે છે. એ પ્રેમ ક્ષુદ્ર નથી, ક્ષણિક નથી, સ્વાર્થી નથી અને તેથી તેનો વિકાસ મનુષ્ય જીવનને ઉંચે ચડાવવામાં સાહાય્યભૂત બને છે. પત્ની ઉપરનો પ્રેમ-પુનઃ કહું છું કે શાશ્વત પ્રેમ પુરૂષની વિશાળ દૃષ્ટિગોચરક્ષિતિજને પણ પ્રેમથી ભરપુર બનાવે છે. એ દૃષ્ટિગોચરક્ષિતિજમાં પહેલાં કુટુંબ, પછી ગ્રામજનો અને છેલ્લે આખી વસુધાનો સમાવેશ થાય છે. શાશ્વત પ્રેમયુક્ત તે હૃદય ધીમે ધીમે વસુધાના પ્રત્યેક પ્રાણી ઉપર નિઃસ્વાર્થ પ્રેમ ધારણ કરતું બને છે. એ સ્થિતિએ મનુષ્યનું હૃદય પહોંચવાથી આત્માના શ્રેયઃની કેટલીક કડીઓ પરોવાઇ ચૂકી હોય છે અને છેવટે તેમાં પ્રભુપ્રેમની કડી પરોવાતાં જે અખંડ સાંકળ બને છે તે જ સાંકળ મનુષ્યને મોક્ષના પવિત્ર સ્થાન સુધી ખેંચી જવાને ઉપયોગી થઇ પડે છે. પ્રેમનો આ પ્રભાવ મનુષ્યો સમજે છે, પરન્તુ તેનો સાક્ષાત્કાર ઘણાં જ થોડાં મનુષ્યોને થયો હોય છે.

સંસારને આ જગત્માં પુણ્યરૂપ કહ્યો છે. જગત્માં કેટલાક એવા વિરાગી મનુષ્યો જોવામાં આવે છે કે તેઓ સંસાર પુણ્યરૂપ કેવી રીતે હોઇ શકે તે સમજી શકતા નથી. તેઓ એમ સમજે છે કે વૈરાગ્ય–પવિત્ર વિરાગી અવસ્થાથી જ માત્ર મુક્તિની સંપત્તિ પ્રાપ્ત થઇ શકે છે. સંસારમાં રહેવું, વિષયભોગ ભોગવવા, ધનપ્રાપ્તિ કરવી, ઇત્યાદિ કાર્યો કરવાથી કદાપિ પાતક બંધાયા વિના રહે નહિ અને એવાં પાતકો કરવાથી સ્વર્ગનો તથા મોક્ષનો માર્ગ બંધ થઇ ગયા વિના રહે જ નહિ એમ તેઓ માને છે. પરન્તુ એવું માનનારા એકાન્તવાદીઓ સંસારી જીવનના ખરા તત્ત્વને સમજતા હોતા નથી. તેઓ પ્રેમને એક પ્રકારનો પ્રકૃતિજન્ય વિકાર સમજે છે અને તેથી તેને નીતિની દૃષ્ટિએ એક દૂષણ સમજે છે, પરન્તુ એમ માનવામાં તેઓ ભૂલ કરે છે. પ્રેમ હમેશાં અપવિત્ર સ્થિતિમાં જ અસ્તિત્વ ધરાવે છે એમ સમજવું નહિ. જગત્માંનાં અનેક દૃષ્ટાંતોમાં પ્રેમ એવો અપવિત્ર માલૂમ પડે તેથી તે હમેશાં અપવિત્ર હોય એમ માની શકાય નહિ. તેના વિશુદ્ધ સ્વરૂપમાં પ્રેમ એ વિકાર નથી અને તેથી મનુષ્ય સ્વભાવમાં તેનું અસ્તિત્વ પુણ્યકારક છે. એ પુણ્યકારક માર્ગે આગળ વધવાથી પ્રેમની જુદી જુદી શાખાઓમાં મનુષ્ય દાખલ થાય છે, સત્ય પ્રેમનો તેને સાક્ષાત્કાર થાય છે અને પ્રભુપ્રેમમાં તેની પરિણતિ થતાં આત્માનું અખંડ કલ્યાણ સધાય છે.

" પ્રેમની આ વસ્તુસ્થિતિ હું માનું છું એટલું જ નહિ પણ અનુભવું છું. પ્રેમની છેલ્લી અવસ્થાએ મારૂં હૃદય પહોંચ્યું નથી પણ પહોંચવાનું અભિલાષી છે. સંસારી અવસ્થામાં દાંપત્ય પ્રેમ-સુધાનો મેં અનુભવ કર્યો છે એ તો મારા સ્નેહજીવનની જે રૂપ-

રેખાઓ મેં કહી હતી તે ઉપરથી તું જાણતો હોઇશ. આપ્તજનો પ્રતિના પ્રેમનો આસ્વાદ મેં લીધો છે. વસુધૈવ કુટુમ્બકમ્‌ની અવસ્થા મને હવે પ્રાપ્ત થતી જાય છે. અમારો પવિત્ર દાંપત્ય પ્રેમ કેવો હતો—નહિ અત્યારે કેવો છે તે શું તેં નથી જોયું ? મારી પ્રિય નન્દિની સ્વર્ગમાં છે ખરી, પરન્તુ અમારા પ્રેમજીવનનો કાંઇ અંત આવ્યો નથી ! હું સ્વર્ગવાસી થયો હોત તો નન્દિનીનો પ્રેમતંતુ જેટલો દૃઢ રહેવા પામ્યો હોત, તેટલો જ દૃઢ મારો પ્રેમતંતુ રહ્યો છે; તે તૂટયો નથી; જગતના કુટીલ વ્યવહારે આપેલા બોધથી તે તૂટવાનો પણ નથી. ”

“ અહો જોગીરાજ ! ” અતિથિ ચમકી જતો અને કાંઇક વિલક્ષણ આનંદને અનુભવતો બોલી ઉઠયોઃ “ અત્યારે હું કાંઇ જુદી જ લાગણીનો અનુભવ કરૂં છું. પ્રેમ–શાશ્વત પ્રેમની અલૌકિક શક્તિનો સાક્ષાત્કાર મને થયો નથી, પરન્તુ આપનું જીવન હવે મને દર્પણ સમાન સ્વચ્છ માલૂમ પડે છે. જે પ્રેમની મહત્તા આપે મને કહી છે તે પ્રેમવડે જ આ ભવસિંધુ તરી જવો એ આપનો જીવનમંત્ર હોય એવું હવે મને સમજાય છે. આપના દૃઢ પ્રેમતંતુને આપે આપના જીવનપટમાં કેવી ઉત્તમ રીતે વણી લીધો છે, તે પણ હવે મને સમજાયું. નન્દિની દેવી સાથેનો આપનો અદ્વિતીય પ્રેમ મેં સાંભળ્યો છે. મેં તેનું મનન કર્યું છે, અને હવે મને સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે એ પ્રેમતંતુની દૃઢતાથી પરલોકમાં ગએલાં નન્દિની દેવીની સાથે આપ વ્યવહાર રાખી શક્યા છો. આ સ્થૂળ જગત્‌ સિવાય એક બીજું સૂક્ષ્મ જગત્‌ પણ અસ્તિત્વ ધરાવે છે એ વાર્તાની સિદ્ધતા તો નન્દિની દેવીએ પોતાના પત્રોમાં જ કરી બતાવી છે, એટલે હવે હું તે વાર્તાને સત્ય માનું છું. એ સૂક્ષ્મ

જગત્ સાથેનો સંબંધ પણ આ પ્રેમથી બાંધી શકાય છે એ હું આપના જીવનપરથી પ્રત્યક્ષ જોઈ શક્યો છું. પ્રેમની મહત્તા નન્દિની દેવીએ પોતાના પત્રોમાં વિસ્તારથી સમજાવી છે, પરન્તુ તે સંબંધે જે કાંઇ ખ્યાલ અધૂરો રહી જતો હતો તે ખ્યાલ આપના જીવન-મંત્રથી-આપની વિશિષ્ટ વિવેચનાથી સંપૂર્ણ આવી શકે છે. પ્રેમની સાંકળથી પત્ની, કુટુંબ, વસુધા અને પ્રભુ પ્રત્યે જોડાવું એ જ આ જીવનનું રહસ્ય છે, અખંડ મોક્ષ સુખની પ્રાપ્તિનો એ જ માર્ગ છે, એ સત્ય મને સમજાયું. જીવનમાં તેનો સાક્ષાત્કાર થાય તો કેવું સારૂં? એવી અભિલાષા હવે મને થાય છે."

"પ્રભુ એ અભિલાષા પૂર્ણ કરો, પ્રિય અતિથિ! અહીં આગળ વનની શાંતિમાં રહીને હું શો ઉદ્યમ કરૂં છું તે હવે તને સમજાયું હશે. પરલોકવાસિની મારી પ્રિય પત્ની સાથેનો મારો સંબંધ કેવી અકલ્પનીય રીતિથી ટકી રહ્યો છે તે જાણવાનો અધિકાર તને મળ્યો હોવાથી તે તું જાણી શક્યો છેઃ અનધિકારીઓને હું તે નથી જણાવતો."

"સત્ય કહ્યું પ્રભુ! અનધિકારીઓનાં મગજમાં એ વાત પચી શકે તેવી પણ નથી, આપ અને સ્વર્ગવાસી નન્દિની દેવી આ એકાંતમાં રહીને પણ જગત્‌નું કલ્યાણ કરવાની વાંચ્છનાદ્વારા 'વસુધા' ઉપરનો પ્રેમ દર્શાવો છો, પરન્તુ જોગીરાજ! આપની એ વાંચ્છના કેવી રીતે ફળીભૂત થશે? આપના એ પ્રેમનું ફળ જગત્‌નાં મનુષ્યો મેળવવાને કેવી રીતે ભાગ્યશાળી થશે?"

"મારો સિદ્ધાંત-નહિ, એ સિદ્ધાંત કાંઇ મારો પોતાનો નથી, એ તો સનાતન સત્ય સિદ્ધાંત છે, તે-જગત્‌માં વિસ્તરે, લોકો પ્રેમની અલૌકિક મહત્તા સમજે, સંસારમાં આસક્તિ નહિ રાખતાં

પુણ્ય પ્રેમની સાધના કરે અને એ માર્ગે સ્વકલ્યાણ સાધે તેમ થએલું જોવાની મારી ઇચ્છા છે. પ્રભુ એવો કોઈ કાળ આણી આપશે કે તે સમયે એ સત્યનો આપોઆપ ફેલાવો થશે અને મારી ભાવના સિદ્ધ થશે. ”

અતિથિ એ શબ્દો સાંભળીને મૌન બેસી રહ્યો. તે કાંઇ ઉંડા વિચારમાં પડ્યો. એ વિચારમાં તે એટલો બધો લીન થઇ ગયો કે જોગીરાજ ઉઠીને ચાલ્યા ગયા તેનું પણ તેને ભાન રહ્યું નહિ.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### પ્રેમયાચના.

જોગીરાજના વ્યાખ્યાને અતિથિના મગજ ઉપર એટલી ગંભીર અસર કરી હતી કે તેથી તે કેવળ વિચારમુગ્ધ બની ગયો હતો. પ્રત્યેક ક્રિયા કરતી વખતે તેનું ધ્યાન જોગીરાજના શબ્દોનું મનન કરવામાં જ ગુંચવાઈ રહેલું હતું. તેણે ધ્યાનાદિ નિત્યકર્મ કર્યું, વાટિકામાંના રોપાઓને પાણી પાયું, બપોરે ભોજન કર્યું, પરન્તુ તેનું સઘળું ધ્યાન તો જોગીરાજના વ્યાખ્યાનમાં જ પરોવાઈ રહેલું હતું. તેણે ભોજનાદિ ક્રિયાઓ માત્ર જડ યંત્રની માફક જ મુગ્ધાવસ્થામાં કરી હતી. અતિથિની એ સ્થિતિ જોગીરાજના ધ્યાનમાં તત્કાળ આવી ગઈ. તેની એ મનઃસ્થિતિનો વિચાર કરીને આજે જોગીરાજે ફરમાવ્યું: “પ્રિય અતિથિ! આજે બાલકુમારને સાથે રાખીને તારે જ આપણી ગાયોને ચરાવવા જવી.”

“ જેવી આપની આજ્ઞા. ”

બાલકુમારીનો પરિચય અતિથિને બહુ આનંદજનક થઈ પડતો, કારણકે એ મુગ્ધા બાળાના નિષ્પાપ-નૈસર્ગિક વિચારોવાળી વાતોથી અતિથિને કેટલુંક નવું જાણવાનું-શીખવાનું તથા અનુભવવાનું મળતું. બાલકુમારીની સાથે ગાયોને ચરાવવા જવું એ પણ તેને મન એક આનંદનો વિષય હતો. તેનો ઉત્સાહ તેથી વધ્યો. આજે જોગીરાજે જે ઉપદેશ આપ્યો હતો તેની અસર બાલકુમારીના મન ઉપર કેવી થઇ છે તે જાણવાની અતિથિની જિજ્ઞાસા હતી. બાલકુમારી ઉપર થએલી અસર અને પોતા ઉપર થએલી અસર એ બન્નેની તુલના પરથી તેને કેટલુંક નવું તત્ત્વ જાણવાનું મળે એવો સંભવ હતો.

ભોજનકાર્યથી પરવારી, થોડી વાર વિરામ લઈ અતિથિ અને બાલકુમારી ગાયો તથા વાછરડાંને હાંકીને વાટિકાથી કેટલેક દૂર ચાલ્યાં ગયાં. જંગલી પ્રાણીનો ભય એ પ્રદેશમાં બહુ નહોતો, તોપણ જ્યારે જ્યારે ગાયોને ચરાવવાને વગડામાં લઇ જવામાં આવતી ત્યારે ત્યારે વાઘ કે વરૂના ભયમાંથી રક્ષણ કરવા નિમિત્તે સાથે એક કામઠું અને થોડાં તીર લઇ જવામાં આવતાં. એ નિયમ પ્રમાણે બાલકુમારીએ પણ કામઠું લીધું અને અતિથિએ થોડાં તીર ઉંચકી લીધાં. ખુલ્લા મેદાનના પ્રચંડ તડકામાં તપ્ત થતાં, છતાં નિર્દોષ વાતચીતની લેહમાં પડવાથી તેને નહિ ગણકારતાં બન્ને જણ ધીમે ડગલે આગળ ચાલ્યાં અને કેટલેક દૂર એક વિશાળ છાયાવાળા વૃક્ષ નીચે જઇને થોભ્યાં. આસપાસમાં ઉગેલાં ઘાસનાં સૂકાં તરણાં ગાયો અને વાછરડાં ચરવા લાગ્યાં. અતિથિ અને બાલકુમારી ગાયો ઉપર નજર રાખીને વાતચીતમાં ગુંથાયાં.

" બાલકુમારી ! " અતિથિએ પ્રશ્ન કર્યો: " પિતાજીએ આજે જે સિદ્ધાંત સમજાવ્યો તે તમારા સમજવામાં બરાબર આવ્યો કે

નહિ ? અને જો સમજ્યાં હો તો તમે તે ઉપરથી શો સાર ખેંચ્યો ?"

બાલકુમારીએ ઉત્તર આપ્યો: "પિતાજીએ પ્રેમની મહત્તાનું બહુ સારૂં વિવેચન આજે કર્યું. પ્રેમની અલૌકિકતા હું તે ઉપરથી સમજી, પરન્તુ એ પ્રેમ વસ્તુ શું હશે તે હું સમજતી નથી, તેથી મને એ વિવેચનમાંથી સમજવાયોગ્ય સારાંશ બહુ જ થોડો મળ્યો છે."

અતિથિ આશ્ચર્ય વ્યક્ત કરતો બોલ્યો: "શું પ્રેમ એ વસ્તુને તમે સમજી શકતાં નથી ? તો પછી પ્રેમનો નિવાસ તમારામાં કેવી રીતે હોઇ શકે? શું તમારૂં હૃદય પ્રેમવિહીન-કેવળ શુષ્ક છે ? "

"તે હું કાંઇ સમજતી નથી, તમે પોતે જ મને સમજાવો કે પ્રેમ એટલે શું ?"

'પ્રેમ'ની વ્યાખ્યા સમજાવતાં અતિથિને કાંઇક ગુંચવણ પડી. સ્નેહ, પ્રીતિ, પ્રણય ઈત્યાદિ પર્યાયવાચક શબ્દો 'પ્રેમ' શબ્દનો સંપૂર્ણ અર્થ દર્શાવનારાં નહોતા, તેમજ એવા શબ્દોમાત્રથી વિશિષ્ટ વિવેચન વિના તેનો અર્થ બાલકુમારીથી સમજી શકાય તેમ નહોતું. તેણે વિચાર્યું કે પ્રેમ એટલે 'સ્નેહની અનન્ય લાગણી' એમ સમજાવું ? પરન્તુ એ અર્થ બરાબર નહોતો. 'હૃદયનું સંપૂર્ણ અર્પણ' એવો અર્થ કરવા જતાં તેમાં મોહમુગ્ધતાનો ભાવ આવી જતો હતો. કેટલીક વારસુધી વિચાર કરીને અતિથિ બોલ્યો: "બાલકુમારી ! પ્રેમ એટલે પર ઉપરનો સ્વાત્મવત્ ભાવ. જોગીરાજે આજે એવું સમજાવ્યું કે એ ભાવનું પ્રથમ બીજ આ સંસારમાં દાંપત્યધર્મમાંથી આરોપાય છે. કુદરત બધી પ્રેમથી ભરપૂર છે અને મનુષ્ય જગતમાં જન્મ લે છે ત્યારથી તેનામાં 'પ્રેમ' ના સંસ્કારો માલૂમ પડે છે, પરંતુ જેને સંસાર કહે છે તેમાં તો એ પ્રેમની

શરૂઆત દાંપત્યધર્મથી થાય છે. પ્રેમનો એ પાયો ઘણો જ મજબૂત હોવો જોઇએ અને એ પ્રેમ એવો મોહ ન હોવો જોઇએ કે જેથી ત્યાંથી આગળ વધી શકાય જ નહિ. તે પ્રેમનો વિકાસ થવો જોઇએ અને છેલ્લે પ્રભુભક્તિ સુધી એ પ્રેમની પ્રગતિ થવી જોઇએ. મનુષ્યને પોતાના આત્મા કરતાં વિશેષ પ્રિય બીજું કશું હોતું નથી. એ આત્મા ઉપર જેટલો પ્રેમ છે તેટલો જ પ્રેમ પતિએ પત્ની ઉપર ધરાવવો તથા પત્નીએ પતિ ઉપર ધરાવવો તે વિશુદ્ધ દાંપત્યપ્રેમ કહેવાય. તેવો જ પ્રેમ કુટુંબ અને આપ્તજનો પ્રત્યે, તેમ જ આખી વસુધા પ્રત્યે ધરાવવો અને છેવટે પ્રભુમાં પ્રેમ ધરાવી પ્રભુપરાયણ બનવું એ સીઢીએ પ્રેમમાં આગળ વધી અખંડ મુક્તિસુખ પ્રાપ્તિ કરી શકાય છે. એ પ્રેમનો સાક્ષાત્કાર આપણા સરખા અજ્ઞ જીવોને થવો મુશ્કેલ છે, પરન્તુ અસંભવિત નથી જ."

બાલકુમારી કાંઇ વિચાર કરતી કરતી ધીમેથી બોલી: "સ્વાત્મવત્ ભાવ, એ જ જો પ્રેમ કહેવાતો હોય તો તમે મારા હૃદયને પ્રેમવિહીન શુષ્ક કેમ કહો છો ?"

"તમે જ કહો છો કે પ્રેમ તે શું એ હું સમજતી નથી; જો તમે પ્રેમને સમજતાં જ નથી તો પછી તમારામાં પ્રેમનું અસ્તિત્વ કેવી રીતે હોઈ શકે ? એ ઉપરથી હું કહું છું કે તમારૂં હૃદય પ્રેમવિહીન હોવું જોઇએ."

"ભૂલ કરો છો તમે, પ્રિય અતિથિ ! પ્રેમ શબ્દ સમજ્યા વિના શું મનુષ્યમાં પ્રેમ નહિ રહેતો હોય ! એક બાળક પ્રેમને સમજતું નથી, છતાં તેની માતા પ્રત્યે તેનો અનુપમ પ્રેમ હોય છે એ શું તમે નથી જોતા ?"

" એ નૈસર્ગિક પ્રેમ છે, ત્યારે દાંપત્યપ્રેમ અને ત્યાંથી આગળ

વધતાં બીજા પ્રકારના પ્રેમને સંપાદન કરવા પડે છે.” અતિથિએ પોતાની સમજણ પ્રમાણે જણાવ્યું.

“શા ઉપરથી એમ કહો છો ! એ પ્રેમને જો સંપાદન કરવો પડતો હોય તો તેમાં કાંઇ શ્રમ પડતો હોવો જોઇએ. કહો જોઈ એ વારૂ, એ પ્રેમપ્રાપ્તિને માટે કેવો શ્રમ પડે છે?”

અતિથિનું મ્હોં હવે બંધ થઈ ગયું. તેણે કશો ઉત્તર આપ્યો નહિ. બાલકુમારી આગળ બોલી: “તમે કહો છો તેવો સ્વાત્મવત્ ભાવ મારા હૃદયમાં છે, અતિથિ! શું તમને મારા એ પ્રેમનો સાક્ષાત્કાર થયો નથી? મારૂં હૃદય સર્વ મનુષ્યો પ્રત્યે એકસરખા ભાવથી આકર્ષાય છે અને એ પ્રત્યેક મનુષ્યની સાથે બોલતાં, રહેતાં, એકસરખો આનંદ થાય છે. પિતાજી પ્રત્યે મારો જેટલો ભાવ છે તે કરતાં જરાએ ઓછો ભાવ તમારી પ્રત્યે કે આપણા જેતા પ્રત્યે નથી! મારી એ પ્રકારની પ્રકૃતિ શું કોઈ વાર તમારા જોવામાં આવી નથી?”

અતિથિ શો જવાબ આપે? બાલકુમારીના હૃદયનો ઉચ્ચતમ પ્રેમભાવ–નૈસર્ગિક પ્રેમભાવ અનેક વાર તેના જોવામાં આવ્યો હતો. એવો પ્રેમ તેને સ્વભાવસિદ્ધ હોવો જોઇએ, તેવું હવે અતિથિને સમજાયું. પ્રેમ શબ્દની સમજણ વિના મનુષ્યના હૃદયમાં પ્રેમનો નિવાસ ન હોય એવું અનુમાન કરવામાં અતિથિએ ભૂલ કરી હતી. તે કારણથી બાલકુમારીના હૃદયને પ્રેમવિહીન–શુદ્ધ કહી દેવામાં પણ તેણે ગંભીર ભૂલ કરી હતી એવું હવે તેની સમજમાં આવ્યું. તે હાથ જોડીને બોલ્યો: “બાલકુમારી! મેં તમારા હૃદયને શુષ્ક કહીને તમારો અપરાધ કર્યો છે હોં! પ્રેમ એ સ્વાભાવસિદ્ધ હશે કે કેમ તે બાબતમાં મને સંશય હતો, અને મારા પોતાના હૃદય ઉપરથી

હજી પણ એ શંકાના કેટલાક અવશેષો રહ્યા હોય એવું મને જણાય છે.”

“ત્યારે એ શંકા વિષે તમે પિતાજીને કેમ પૂછ્યું નહિ ? એ તમે પૂછ્યું હોત તો પ્રેમ વિષેની એટલી બધી વિવેચનાની સાથે થોડી વિશેષ વિવેચનાવડે એ તમારા હૃદયની શંકાનું સમાધાન કરત.”

“પણ મારા હૃદયની એ શંકાને હું હજી બરાબર રીતે ગોઠવી શકતો નથી. તમારામાં હું સ્વભાવસિદ્ધ નૈસર્ગિક પ્રેમ જોઉં છું, ત્યારે હું પોતે મારામાં તેવો પ્રેમ જોતો નથી. એવો પ્રેમ પ્રાપ્ત થાય એવી મારી જિજ્ઞાસા છે. પરન્તુ તે પ્રેમ બાહ્યતઃ પ્રાપ્ત થવો જોઇએ એમ મને મારૂં હૃદય કહે છે.”

“ત્યારે તો પ્રેમ સંપાદન કરવાને પ્રયત્ન કરવો જોઇએ એવું તમારૂં કથન તમારા પોતાના સંબંધમાં જ લાગુ પડે છે, નહિ વારૂ?”

“હા, મને તો એમ જણાય છે. મારામાં એવો નૈસર્ગિક પ્રેમ નથી એ તો મેં અનુભવ્યું છે. ત્યારે હવે એ પ્રેમનો અનુભવ અને અભ્યાસ હું કેવી રીતે આગળ વધારી શકું ?”

“એ તો પિતાજીને પૂછી જુઓ.” બાલકુમારીએ જણાવ્યું.

અતિથિ મૌન બનીને બેસી રહ્યો અને પોતાના હાથમાંનાં તીરોની સાથે રમત કરતો વિચારમાં પડ્યો. બાલકુમારીએ કેટલેક દૂર ચરતી ગાયો ભણી નજર નાંખી અને એક વાછરડું પોતાની પાસે બેઠું હતું તેને મમતાપૂર્વક પંપાળવા માંડ્યું. ચોમેર સખ્ત લૂ વર્ષી રહી હતી અને પક્ષીઓ પણ ભાગ્યે જ ઉડ્ડયન કરતાં જોવામાં આવતાં હતાં. આ મૌનતામાં એક ઘટિકા વ્યતીત થઈ ગઇ. અતિથિ લાંબા વિચારને અંતે ધીરેથી બોલ્યોઃ “બાલકુમારી! ત્યારે શું દાંપત્યધર્મને તમે બિલકુલ ગ્રહણ કરવાનાં નથી ?”

"તમને એ પ્રશ્ન અત્યારે કેમ સાંભર્યો ?" બાલકુમારીએ સહજ સ્મિત કરીને પૂછ્યું.

" હું સઘળું સ્પષ્ટ જ કહીશ. પ્રેમજીવનમાં આગળ વધવા માટે મને દાંપત્યપ્રેમ સંપાદન કરવાની આવશ્યકતા જણાય છે, તો એ આવશ્યકતા શું તમને નહિ જણાતી હોય ?"

"અને એ આવશ્યકતા મને જણાય તો ?"

"તો હું તમારી પાસે તમારા પ્રેમની યાચના કરૂં."

બાલકુમારી હસી અને બોલી: "મારા પ્રેમનું વહન તમારી તરફ થએલું શું તમે જોઈ શક્યા નથી કે જેથી પુનઃ મારા પ્રેમની યાચના કરવાની જરૂર માનો છો ?"

"એ પ્રેમ–એ પ્રેમ––" અતિથિ વિશેષ બોલતાં ગુંચવાયો. ક્ષણભર થોભીને તે બોલ્યો: "તમે ખરૂં કહો છો. તમારો પ્રેમ હું મારી પ્રત્યે જોઉં છું, પરન્તુ મારી પ્રેમભાવનાના વિકાસ માટે મને દાંપત્યપ્રેમની આવશ્યકતા જણાય છે, તો શું મારા એ પ્રેમના એક પાત્ર બનવાનું તમે પસંદ નહિ કરો ?"

" દાંપત્યપ્રેમમાં પ્રવેશ કરવાથી તો હું પતિત બનું. દાંપત્ય-પ્રેમના પગથિયા ઉપર ચડ્યા વિના જ તેથી ઊંચાં પગથીયાં ઉપર ચડવાને અને મારો પ્રેમભાવ વિકસાવવાને હું ભાગ્યશાળી થતી હોઉં, તો પછી દાંપત્યપ્રેમ પ્રાપ્ત કરવાની–તેનો અનુભવ લેવાની પતિત અવસ્થાને મારે શામાટે ગ્રહણ કરવી જોઇએ વારૂ ?" બાલ કુમારીએ પોતાના હૃદયના ઉદ્‌ગારો દર્શાવ્યા.

"તમારા પ્રશ્નનો ઉત્તર આપવાનું મારામાં સામર્થ્ય નથી. ખરે-ખર, તમારો પ્રેમ ઉચ્ચ ભૂમિકાએ વિરાજે છે. મારો પ્રેમ હજી હલકી પંક્તિએ આવેલો છે. દાંપત્યપ્રેમની અભિલાષા મારા હૃદ-

યમાં હજી રહે છે એટલી મારા આત્માની પતિત અવસ્થા છે એ હું સ્વીકારૂં છું. માત્ર મારા માટે તમારા ઉચ્ચ પ્રેમને અધમ બનાવવાનું હું તમને કહી શકતો નથી; તોપણ હજી એક પ્રશ્ન મારા મગજમાં ગુંચવાયા કરે છે."

"તે પ્રશ્ન વળી કયો?" બાલકુમારીએ પૂછ્યું.

"શું મરણસુધી કૌમાર ધર્મ પાળવાનો તમારો નિશ્ચય પિતાજી જાણે છે? શું તમારા એ નિશ્ચયને પિતાજીનો ટેકો છે? અલૌકિક દાંપત્યપ્રેમનો તેમને અનુભવ મળેલો છે. એ પ્રેમના તે પ્રશંસક છે. દેવી નન્દિનીના પ્રેમમાં વસીને જેમણે સાક્ષાત્ સ્વર્ગ તુલ્ય સુખ પ્રાપ્ત કર્યું હતું એ સુખરૂપ સ્વર્ગમાં તમને મેલવાની તેમની ઇચ્છા શું નથી?"

"તે હું નથી જાણતી. કોઈ વાર પિતાજીએ તે વિષે મને કાંઇ કહ્યું નથી."

"જોગીરાજ આપણા કરતાં વધારે દીર્ઘ દૃષ્ટિવાળા છે. તેમનો અભિપ્રાય કદાચ એવો હોય કે તમારે દાંપત્યધર્મ સ્વીકારવો જ, તો શું તમે તેમના અભિપ્રાયને નહિ અનુસરો?"

"મારૂં હૃદય નહિ અનુસરે. પિતાજીની આજ્ઞાને હું અનુસરીશ; પરન્તુ તે પહેલાં મારા હૃદયનો ભાવ તો હું તેમની પાસે ખુલ્લો કરીશ." બાલકુમારી બોલી.

"આજે હું તેમને પૂછીને તેમનો અભિપ્રાય જાણું, દાંપત્યધર્મમાં તમને પાડવાને તેમનો નિશ્ચય હોય તો હું મારો અભિપ્રાય તેમને કહું, તેમાં કાંઇ હરકત નથીને?"

"કશી હરકત નથી, પ્રિય અતિથિ! પરન્તુ એથી તમને શો વિશેષ લાભ થશે? જે ધર્મ સ્વીકારવાની મને જરૂર જણાતી નથી,

જે ધર્મમાં પડવાની મારી ઈચ્છા નથી, તે ધર્મમાં માત્ર પિતાજીની આજ્ઞાથી હું પડીશ, તો તેથી તમારા દાંપત્યધર્મનો સંપૂર્ણ વિકાસ થશે એમ શું તમે માની શકો છો ? મને તો એમ લાગે છે કે તેથી કદાચ તમને મોટી નિરાશા અનુભવવાનો સમય આવી લાગશે. "

" નિરાશા ? કદાપિ નહિ ! બાલકુમારી! આપણ બન્ને દાંપત્યધર્મમાં જોડાઈએ તેથી મને કોઈ જાતના મોટા લાભો થઈ જશે અથવા કોઈ અલ્પિત આનંદ મળી જશે એવી મારી ધારણા જ નથી. જ્યાં મૂળે વાસના જ નથી, ત્યાં નિરાશાનો સંભવ કેવી રીતે હોય ?"

" તો આપણે દંપતી બનીએ તેમાં તમે કયો વિશેષ લાભ માનો છો ? "

" એ લાભ કાંઈ જ વિશિષ્ટ વાસના વિનાનો છે. જે પરિચય-સુખ અત્યારે મને અહીં મળે છે, તે જ સુખ મને મારા મરણની ઘડીસુધી મળે એ જ એક માત્ર મારી ઇચ્છા છે અને આપણા પરસ્પર દંપતીભાવથી એ ઇચ્છા પાર પાડવામાં કાંઈ જ અંતરાય આવી શકવાનો નથી. ભવિષ્યમાં જે મમત્વ આત્મજનો, જગતનાં મનુષ્યો અને છેવટે પ્રભુ પ્રત્યે ઉત્પન્ન થવાની જરૂર છે, તે મમત્વ તમારા પ્રત્યે ઉત્પન્ન થાય અને પછી તમારા ઉચ્ચ ભૂમિકાના પ્રેમના નિત્યના સહવાસથી હું પણ એ ઉચ્ચ લક્ષ્યબિંદુ તરફ આગળ વધું એ ભાવના શું સિદ્ધ ન કરી શકાય ? "

" કરી શકાશે; પરન્તુ એટલા માટે શું મારે દાંપત્યધર્મ અંગીકાર કરવાની જરૂર છે ? " બાલકુમારીએ પૂછ્યું.

" મને લાગે છે કે એ જરૂર છે. એ ધર્મ અંગીકાર કરવાથી

તમને-તમારા આત્માને તો કશો વિશેષ લાભ થવાનો સંભવ નથી, પરંતુ મને તો તેથી અવશ્ય લાભ થશે."

થોડીવાર સુધી બન્ને મૌન રહ્યાં. બાલકુમારી ઉંડા વિચારમાં પડી હતી તેથી તે કાંઇ બોલી નહિ. થોડી વારે અતિથિએ કહ્યું: "કાંઈ જ સંકલ્પ વિકલ્પ કરશો નહિ. પિતાજીનો નિશ્ચય હું એક વાર જાણીશ, તે તમને જણાવીશ અને પછી તમે જે પ્રમાણે કહેશો તે જ પ્રમાણે હું વર્તીશ."

અતિથિનું હૃદય બાલકુમારીનો આ ઉત્તર સાંભળીને આનંદનો અનુભવ કરવા લાગ્યું. બાલકુમારી ઉંડા વિચારમાં નિમગ્ન બની હતી, તેમ અતિથિ પણ કાંઇક વિચારમાં લીન બન્યો. એક વાછરડું અતિથિની પાસે આવીને તેનો હાથ ચાટવા લાગ્યું. અતિથિ તેની પીઠ ઉપર હાથ ફેરવતો રમત કરવા લાગ્યો, તથા વિચારાટવીમાં પરિભ્રમણ કરવા લાગ્યો: "અહો! કેટલા અટન અને અનુભવને અંતે છેવટે હું ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરી શક્યો તથા ખરા પાત્રની પરીક્ષા કરી શક્યો? મારૂં જીવન હું સુખમાં ગાળી શકું એટલી જ એક વાર ભાવના હતી. તે વખતે તો 'સુખ એટલે શું?' એ પણ હું સમજી શકતો નહોતો! છતાં તે સમયની માન્યતા પ્રમાણે સુખી જીવનને માટે હું પિતાજીના કોપને પાત્ર ઠર્યો, કીર્તિકરના શોકનું કારણ બન્યો, માતાની નિરાશાનું કારણ બન્યો, અને કદાચ મારા આવા વર્તન વિષે લલિતાએ જાણ્યું હશે તો તેના તિરસ્કારને પાત્ર પણ હું બન્યો હોઇશ! પણ નહિ: જો લલિતા પ્રત્યે મારો તિરસ્કાર ઘણો જુનો હતો, તો તેનો તિરસ્કાર પણ કદાચ મારા ઉપર ઘણા વખત પૂર્વેનો નહિ હોય શું? ત્યારપછી શારદાગૌરીના પરિચયમાં આવ્યો અને તેના મનોદુઃખે મને વિહ્વળ બનાવ્યો:

પરન્તુ ઓ પ્રભુ ! આ જગતમાં કોનો વિશ્વાસ કરવો અને કોનો ન કરવો ? જગત્ કુટીલતાથી ભરપુર છે એવી મારી માન્યતા—જો આ નન્દિની વાટિકાના નિવાસીઓનો પરિચય મને ન થયો હોત તો કાયમ જ રહેત અને જંગલમાં એકાંત જીવન ગાળવામાં જ હું સુખ માનત. પરન્તુ મારૂં ભાગ્ય કાંઇક વિલક્ષણ જ હોવું જોઇએ ! બાલકુમારીના નિર્દોષ હૃદયનો લાભ મારા સુખાતુર-સત્યાતુર હૃદયને થવાનો યોગ મારા ભાગ્યમાં લખ્યો જ હશે અને તેથી ભદ્રમુખમાંનું તુટેલું નાવડું મને આ તરફ ખેંચી લાવ્યું, એટલું જ નહિ પણ એ બાલકુમારીએ જ મારો જીવ બચાવ્યો. અહો ! આ વિલક્ષણ યોગાયોગ માટે હું કોનો આભાર માનું ? પિતાજીનો આભાર માનું, લલિતાનો આભાર માનું, શારદાગૌરીનો આભાર માનું કે શ્રમણાનંદજીના કૈટિલ્યનો આભાર માનું ?"

ક્ષણભર થોભી તેણે વાંકી નજરે બાલકુમારીના વિચારનિમગ્ન વદન ભણી જોયું. એ વદનમાં તે સમયે તેને જે સૌંદર્ય, માધુર્ય, સરલતા, ભક્તિમત્તા, લાવણ્ય આદિ દેખાયાં, તે તેના જોવામાં પૂર્વે કોઇ પણ વાર આવ્યાં નહોતાં ! એક વખતે નન્દિની મૈયાના જીવનચરિત્રના શ્રવણ પછી એમના ઉપર ઉપજેલા ભક્તિભાવને કારણે બાલકુમારી ઉપર જે આવેશયુક્ત અનુરાગ તેના હૃદયમાં ઉત્પન્ન થયો હતો તે અનુરાગે તેને બાલકુમારીને આલિંગન કરવા ઉત્સુક બનાવ્યો હતો; અત્યારે પણ એ નિર્દોષ સ્નેહઝરણના વહનથી તે તેને ભેટી પડવા અધીરો બની ગયો, પરન્તુ એ ઉભય સમયની મમતામાં મોટો ભેદ હતો, એમ તેના હૃદયે જાણી લીધું. તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો: " હું બાલકુમારીપરના મોહમાં તો ફસાતો જતો નથી !" તત્ક્ષણ તેણે બાલકુમારી તરફથી પોતાની દૃષ્ટિને પાછી બોલાવી

લીધી અને આડી નજર કરી કોઇ અન્ય દૃશ્ય તરફ ધ્યાન દોરવાનો યત્ન કર્યો.

વિચારનિમગ્ન બાલકુમારી ઉત્સુકતાપૂર્વક દૂરની કોઇ એક વસ્તુ તરફ ધ્યાન આપીને નિહાળી રહી હતી. દૃષ્ટિમર્યાદાના પ્રાંતભાગ સુધી સર્વત્ર ખુલ્લું મેદાન હતું અને સૂર્યના પ્રખર તાપમાં ભૂમિ બળુ બળુ થઇ રહી હતી. પહેલાં તો બાલકુમારીની દૃષ્ટિએ એક શ્વેત આકૃતિ દેખાઈ અને તેની પાછળ બીજી એક ઝાંખી આકૃતિ દેખાઇ. જેમ જેમ વધારે વખત જવા લાગ્યો તેમ તેમ તે આકૃતિઓ નિકટ ને નિકટ આવતી જણાવા લાગી, અને તેથી તે સ્પષ્ટ જોઇ શકી કે પહેલી આકૃતિ તે કોઇ સ્ત્રી હતી અને તેની પાછળની બીજી આકૃતિ એ કોઇ પુરૂષ હતો ! એ ખુલ્લા રણવગડામાં આગળ સ્ત્રી અને પાછળ પુરૂષ એ પ્રમાણે શામાટે દોડતાં હશે તે બાલકુમારીના સમજવામાં આવ્યું નહિ. તે કાંઇક આશ્ચર્યનો અનુભવ કરવા લાગી. ઉત્કંઠ બનીને અનિમેષ લોચને તે જોઈ રહી. સ્ત્રીની આકૃતિ કાંઈક વિશેષ સ્પષ્ટ થતાં તેણે જોયું કે તે ગામડાની કોઈ સાધારણ સ્ત્રી નહોતી, પરન્તુ મૂલ્યવાન વસ્ત્રોવાળી કોઈ ઉંચા કુળની સ્ત્રી હતી અને તેની પાછળ દોડ્યો આવતો પુરૂષ પણ કોઇ અસાધારણ પ્રકારનો દેખાતો હતો. હવે બાલકુમારી ઉભી થઇ ગઈ અને વિશેષ આતુરતાથી તે જોવા લાગી. એક વૃક્ષની પાસે આવતાં પેલી સ્ત્રી જરા થોભી અને તેણે પાછું વાળીને જોયું અને તુરત તે પાછી દોડવા લાગી ! બાલકુમારીએ તે ઉપરથી અનુમાન કર્યું કે એ સ્ત્રી કાંઇક ભયમાં હોવી જાઇએ. વિચારને હિલ્લોળે ચડેલા અતિથિને સંબોધીને તેણે કહ્યું : “ અતિથિ ! જરા જુઓ તો ખરા ! આ પ્રદેશમાં કદાપિ મેં નહિ જોએલાં એવાં સ્ત્રી પુરૂષો આ તરફ ઉતાવળે દોડી આવતાં જણાય છે ! ”

અતિથિની વિચારનિદ્રાનો ભંગ થયો. તેણે પહેલાં **બાલકુમારી** તરફ અને પછી એ આગંતુક સ્ત્રી પુરુષ તરફ જોયું, અને કોઇ અસાધારણ પ્રકારનું અનુમાન કરીને તેણે ચપળતા ધારણ કરી. તે ઉઠ્યો અને **બાલકુમારી**ની બાજુમાં ઉભો રહી તે તરફ જોઇ રહ્યો. બન્ને આશ્ચર્યથી મૂઢ બનીને એ જોઇ રહ્યાં. બન્ને આકૃતિઓ પ્રતિક્ષણે નિકટ આવતી જતી હતી. થોડીવારમાં તો પાછળનો પુરુષ દોડતી આવતી સ્ત્રીની નજીક આવી લાગ્યો અને જોરથી ત્રાડ મારીને બોલતો સંભળાયો : “ ઊભી રહે, ઓ મૂર્ખી ! તું છટકીને હવે ક્યાં જવાની છે? નકામાં ફાંફાં શાને મારે છે ?”

**બાલકુમારી** અને અતિથિ બન્નેએ એ શબ્દો બરાબર સાંભળ્યા. દોડતી સ્ત્રીએ પાછું વાળીને જોયું તો જણાયું કે પુરુષ વધારે નજીક આવી પહોંચ્યો હતો, એટલે તેણે વધારે જોરથી દોડવાનો યત્ન કરવા માંડ્યો. હવે **બાલકુમારી** અને અતિથિ બરાબર સમજ્યાં કે પોતા તરફ દોડી આવતી સ્ત્રી પાછળ આવતા પુરુષ તરફના મોટા ભયમાં આવી પડી છે અને એ ભયથી જ ત્રસ્ત થઇને તે પુરુષના હાથમાંથી નાસી છૂટવાનો યત્ન કરી રહી છે !

આ સમયે ખરી સમયસૂચકતાની **બાલકુમારી**ને જરૂર જણાઇ. તેને નાસી આવતી અબળાની ઉપર દયા આવી. વ્યાધના હાથમાંથી નાસી છૂટતી હરિણીની જેવી દશા હોય તેવી જ દશા તેણે એ અબળાની જોઇ અને એ દૃશ્ય જોતાં જ **બાલકુમારી**એ કમાન ઉપર તીર ચઢાવ્યું. જે તીર–કમાન તેઓ પોતાની સાથે કોઇ જંગલી પ્રાણીના પંજામાંથી પોતાની ગાયોનું રક્ષણ કરવા માટે લાવ્યાં હતાં, તે તીર–કમાન આ વખતે **બાલકુમારી**ને સાંભર્યાં અને તેણે તેનો ઉપયોગ કરીને એ પારધીના હાથમાંથી હરિણીને છોડાવવાનો ઉદ્યોગ



એ દૃશ્ય જોતાં જ બાલકુમારીએ કમાન ઉપર તીર ચઢાવ્યું.

પૃષ્ઠ ૧૮૨.

આરંભ્યો. કમાનની દોરી કાનસુધી ખેંચીને, બરાબર દોડતા પુરૂષ ભણી તાકીને, તેણે તીર છોડયું. અતિદ્રુત ગતિથી ઉડતા જતા તીરની ગતિ તો જોવામાં આવી નહિ, પરન્તુ તેનું પરિણામ તો બાલકુમારી અને અતિથિ ઉભયે જોયું કે પુરૂષ એકદમ દોડતો અટકી ગયો ! ત્યારપછી ઉપરા ઉપરી બે-ત્રણ-ચાર તીરો છોડી દીધાં. બે-ચાર ક્ષણ સુધી પુરૂષ તેમની તરફ જોઇ રહ્યો અને પછી તુરત જ જે માર્ગેથી તે આવતો હતો તે જ માર્ગે પાછો વળી નાસી ગયો ! દોડી આવતી સ્ત્રી પોતાની પાછળ પડેલા પુરૂષની સ્થિતિ જાણતી નહોતી. તે તો તેને પોતાની પાછળ પડેલો જ માનીને એકસરખા જોરથી દોડી આવતી હતી. બાલકુમારી અને અતિથિ તેને લેવાને-તેનો સત્કાર કરવાને તેની તરફ ઉતાવળી ગતિથી સામા જવા લાગ્યાં. બાલકુમારીએ બૂમ મારીને કહ્યું : " ડરશો નહિ, ડરશો નહિ ! હવે તમે નિર્ભય છો !"

પરન્તુ ભયથી વ્યાકુળ બનેલી એ સ્ત્રીના સાંભળવામાં એ શબ્દો બરાબર આવ્યા હોય તેવું માલૂમ પડયું નહિ, કારણકે તે પોતાના વેગને જરા પણ ઓછો થવા દીધા વિના જ દોડી આવતી હતી ! તેને એ પ્રમાણે ભયથી અતિવ્યાકુળ જોઇને બાલકુમારી તથા અતિથિ ઉતાવળે પગલે તેને લેવાને સામાં જવા લાગ્યાં અને તેઓ તે સ્ત્રીની પાસે જઇ પહોંચ્યાં. એટલામાં તો અધીરી બનેલી એ સ્ત્રી હાથ પહોળા કરીને બાલકુમારીને બાઝી પડવા જતી હતી તે ઠેસ વાગવાથી ચત્તીપાટ જમીનપર પછડાઈ અને તુરત બેભાન બની ગઇ ! !

સૂર્યના તાપથી લાલચોળ બની ગએલું, દોડવાના શ્રમથી પ્રસ્વેદાવલિપ્ત થએલું અને ભયથી ગભરાઇ ગએલું એ બાળા સ્ત્રીનું

ગૌર-સુકોમળ વદન જોઇને બાલકુમારીનું હૃદય દયાથી વધારે પીગળ્યું. તે એકદમ નીચે બેસી ગઈ અને એ બાળાના મસ્તકને ઉંચું કરી પોતાના ઘુંટણપર મેલ્યું. પોતાની કફનીના છેડાવડે તેણે એ બાળાના વદનપરનો પ્રસ્વેદ લુછી નાંખ્યો અને તે જ છેડાવડે તેને પવન નાંખવા માંડયો ! પરન્તુ ખુલ્લા મેદાનમાં તથા સૂર્યના સખ્ત તાપમાં એવા પવનની કશી અસર થાય તેમ જણાયું નહિ. બાલકુમારી જરા મુંઝાઇ. એ બાળાને સાવધ કરવાને હવે શું કરવું તેના વિચારમાં તે પડી. તેણે અતિથિની સામે જોયું, તો તે બે ચાર ડગલાં દૂર ઉભો રહીને એ બેભાન સુંદરી તરફ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી જોઇ રહ્યો હતો, અને જોવાના કાર્યમાં એટલો લીન બની ગયો હતો કે બાલકુમારીના કાર્યમાં સાહાય્ય કરવાની અગત્ય પણ તેને સાંભરી નહિ. તેને એ પ્રમાણે વિરક્તભાવે ઉભો રહેલો જોઇને બાલકુમારી બોલી : " એમ કેમ દૂર ઉભા રહ્યા છો ? કોઇ કુળવાન કુટુંબની આ બાળા જણાય છે અને પ્રભુએ અકસ્માત્ તેને આપણા આશ્રમમાં મોકલી છે, તો તેનું રક્ષણ કરવું એ આપણો ધર્મ નથી શું ? "

અતિથિ હવે ભાનમાં આવ્યો અને બોલ્યો : " આપણે તેને આશ્રમમાં લઇ જઇશું ? "

" આશ્રમમાં પછી, પરન્તુ એક વાર તેને ઉંચકીને પેલા વૃક્ષની છાયા તળે લઈ ચાલો; પછી હું દોડતી જઇને આશ્રમમાંથી પાણી લઈ આવું. શીતળ ઉપચાર કર્યા વિના તે ભાનમાં આવે એવું લાગતું નથી. " બાલકુમારીએ કહ્યું.

અતિથિ આગળ આવ્યો અને તે બેભાન બાળાને પોતાના બાહુદ્વયમાં ઉંચકી લેવા માટે જરા નીચો વળ્યો અને તત્ક્ષણ તે

ચમકી ગયો ! તે એકદમ ઉભો થઇ ગયો અને તેણે બાલકુમારીની સામે જોયું. એક ડગલું તે પાછો હઠયો. બાલકુમારી બોલી : "કેમ એમ કરો છો ? તમારા વદનપર આટલું બધું આશ્ચર્ય કેમ જોવામાં આવે છે વારૂ ?"

"કાંઇ નહિ; એ તો સહજ." એમ કહી અતિથિએ પુનઃ નીચા નમી એ બાળાની નાજુક દેહલતાને પોતાના બાહુમાં ઉંચકી લીધી અને પછી તે વૃક્ષ તરફ ચાલ્યો. વૃક્ષની તળે તેને સુવાડીને તે પુનઃ કિંકર્તવ્યવિમૂઢ બનીને ઉભો !

બાલકુમારી અતિથિના આ સઘળા વર્તન ઉપરથી આશ્ચર્ય પામતી હતી. તે બોલી : "હવે તમે અહીં જ રહેજો અને એ બાળાનું રક્ષણ કરજો. હું દોડતી જઇને વાટિકામાંથી શીતળ જળ લઇ આવું છું અને પિતાજીને તથા જેતાને પણ બોલાવતી આવું છું." એટલું કહેતાં ઉત્તરની પણ રાહ જોયા વિના બાલકુમારીએ ચાલવા માંડયું.

અતિથિ બોલ્યો : "ઉભાં રહો. તમે જશો નહિ, હું જ જઉં છું. એ બાળાની પાસે તમે રહો; હું એકલો નહિ રહી શકું."

અતિથિના આ શબ્દો સાંભળીને બાલકુમારીને વિશેષ આશ્ચર્ય થયું. તેને એના વર્તનમાં કાંઇ ગૂઢ મર્મ લાગ્યો. તે વિચારમાં જ રહી અને અતિથિ ઉતાવળે પગલે આશ્રમ તરફ ચાલ્યો !



તદ્દન નવાં પુસ્તકો! હમણાં જ બહાર પડયાં છે!

**પિશાચ-મંદિર**—રેનોલ્ડઝના બ્રાઝ સ્ટેચ્યુ પુસ્તકના આધારે આ પુસ્તક લખવામાં આવેલું છે. આમાં ચમત્કારિક ભેદ ભરમો એવા હૃદયદ્રાવક અને આકર્ષક આપેલા છે કે એક વાર વાંચવા લીધા પછી તે સંપૂર્ણ વાંચ્યા સિવાય મુકાતું નથી; એટલું જ નહિ પણ આ પુસ્તક પહેલીજ વાર વાંચતાં પાત્રો પ્રત્યે જે ભાવ ઉત્પન્ન થાય છે તે જ ભાવ બીજી વાર વાંચતાં ઘણો સ્પષ્ટ થતો હોવાથી જે સંવાદો અરસ્પરસ થાય છે તે એવા આકર્ષક જણાય છે કે તે વાંચવાથી ગલીપચી થાય છે અને તેટલા જ માટે તેના મૂળ લેખક આ પુસ્તકને બે વાર વાંચવાની ખાસ ભલામણ કરે છે. પુસ્તકમાં સુંદર આકર્ષક ફોટો ઝીન્કોનાં પાંચ ચિત્રો આપેલાં છે. આજેજ મંગાવી ખાત્રી કરો. પાકું પુંઠું, લગભગ ૨૫૦ પૃષ્ઠ છતાં કિં. રૂપિયા બે. પોસ્ટેજ માફ.

---

**દગાબાજ દુનીયા**—ચાર સુંદર ફોટોગ્રાફીક ચિત્રો સહિત રેલવે ખાતાના નોકરોની શોચનીય સ્થિતિનો ચિતાર, ટ્રેનમાં લાસ, સ્ટેશન માસ્તર કૃષ્ણલાલનું કલ્પનામાં પણ ન પહોંચે એવું કાવત્રુ, આદર્શ હિન્દુ વિધવા નિર્મળાનુ દૈવી જીવન આદિ બનાવો ઘણાજ આકર્ષક છે. વિશેષ ખાત્રી માટે તેના દશ પૃષ્ઠ વાંચી ખાત્રી કરો. પાકું રૂપેરી પુંઠું. કાગળ ગ્લેજ છતાં છતાં કિંમત રૂ. ૧-૮-૦.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

## આગે શયતાન અથવા તલવારનું તુફાન—

આ એક ડીટેકટીવ નવલકથા છે. ડીટેકટિવ રામપાલસિંહની અજાયબી-ભરેલી ચાલાકી, ભયંકર ખૂનરેજી, કાપાકાપી વીગેરે હૃદયદ્રાવક બનાવો એક પછી એક એવા આવ્યા છે કે તે વાંચતાં હૃદય કંપી જાય છે. ગુપ્ત ચાલાકીભરેલા દાવમાંથી અને છુપા ભેદ ભરમોથી આ પુસ્તક છલાછલ ભરેલું છે. કાગળ ગ્લેજ ઉંચા. પાકું પુંઠું છતાં કિં. ૨ રૂ. પોસ્ટેજ માફ.

---

## મુરાદેવી અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ—

આ પુસ્તક મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્ય વિદ્યા વિશારદ ચાણક્ય દેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા, મહારાણી મુરાદેવીનાં કંકણની ચોરી થતાં રાજા ધનનંદની કેવી વિચિત્ર સ્થિતિ થઇ હતી, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષના દર્શાવી હતી, આદિ સર્વ ઘટનાઓ વાંચતાં ભારતના પૂર્વ ઇતિહાસ તેમજ નૈતિક સિદ્ધાંતોનું સારૂં જ્ઞાન મળી શકે તેમ છે. સ્ત્રીઓ તથા બાળકોના હાથમાં પણ આ પુસ્તક વિનાસંકોચે વાંચવા આપી શકાય તેમ છે. કાગળ ગ્લેજ ઉંચા, પાકું પુંઠું છતાં કીં. ૨ રૂ. પોસ્ટેજ માફ.